શ્રી પરમાત્મને નમઃ

# શ્રીકાળ માર્ગદર્શી સોમીયો.

યાને

# શુકન શાસ્ત્ર.

પ્રકાશક,

પુષ્પ એન્ડ કું૦

ભાવનગર. ( કાઠિયાવાડ )

સને. ૧૯૨૩ સંવત. ૧૯૭૯

કિંમત. રૂપીયો એક.

# રૂના વેપારમાં મોટી ઉથલપાથલ.



જ્યોતિષ—યોગ અને દેશ પરદેશના વ્યાપારી ગણી તને આધારે રૂના બજારની હમેશની સવાર સાંજની વધ-વટ તેમજ ખાત્રી ભરી રૂખ ઘણાની જોઈ હશે પરંતુ ' યોગી માસ્તર 'ની રૂખનો અનુભવ એક વખત કરી જોશો મહી-નાની રૂખ હમેશના સવારસાંજના તેજી મંદીના ભવિષ્ય સાથે ફી રૂા પાંચ, અઠવાડીયા માટે રૂા બે વધારે સાહસ ન ખેડતા એક અઠવાડીયાનો અનુભવ કરવા ખાસ આગ્રહ છે વી પી પોસ્ટ ખર્ચ દરેકનો અલગ સમજવો

પત્ર વ્યવહાર—

પુષ્પ એન્ડ કુ૦–ભાવનગર.

# પ્રસ્તાવના.



જ્યોતિષ વિદ્યા એ મહાન ગણીત છે. ને જેનાપર અનાદિ કાળથી સર્વે કામકાજનો આધાર રહેલો છે. પરંતુ હાલના જમાનામાં ઉપર ચોટીયા ટીપણું રાખી, જ્યોતિષી થાય છે. તેથી ઉંડાણનો અનુભવ ન મળવાથી ઘણાની શ્રદ્ધા કમી થઇ જાય છે. તેથી આ મહાન્ શાસ્ત્રમાંથી રોજના ઉપયોગી પ્રશ્નો તારવી કાઢી જે સૌ કોઇ તેનો જાતેજ નિર્ણય કરી શકે તે માટે પ્રશ્નમાળા રૂપે આ ગ્રંથ ગુજરાતી ભાષામાંજ તૈયાર કરાવ્યો છે. ગુજરાતીમાં ગ્રહકુંડલી કરવાની સામાન્ય હકીકતો જણાવી તથા પ્રશ્ન જોતી વેળા દીવસ કેમ માપવો ? કે જે પરથી લગ્ન નકી થાય. તે વિષયથી શરૂ કરી, કુંડલીમાં દ્વાદશભુવનનાં નામ તથા તેમાં કેન્દ્રાદિ સ્થાન, ગ્રહ મુકવાની સમજ ગ્રહમાં ઉચ્ચ, નીચ, શ્રેષ્ટ, નેષ્ટ, ( શુભા શુભ ), રાશી બળવાન વિગરે કોને કહેવાં, તે જોવામાં અડચણ ન આવે, તેમ બનતા પ્રયાસે જણાવ્યું છે. ને તેની સાથે પાસા પરથી જોવાની રમલ વિદ્યા જે ઘણા જુના કાળથી એ વિદ્યાનો પ્રચાર વખણાય છે, તે જાણવા સારૂ મહાન નર નેપોલીયન બોનાપાર્ટે રચેલી રમલ શુકનાવળી તેમજ તેની સાથે પંખીઓના બોલવાપર ઘણા શુકન જોવામાં આવે છે, તેથી તેમાં કાગ ( વાયસ ) ઘુવડ ( ઉલુક ) શિયાળ ( કૌરવ ) ભૈરવ, એ ચાર જાનવરોની બોલી પ્રહર સાથે આપી છે, ને કાગની સાથે ભાષા પણ જણાવી છે. કે જે ઉપરથી શું બોલે છે, તે જાણવામાં આવે. તો આશા છે કે, આ પુસ્તક જ્યોતિષના વિશ્વાસુ દરેકને ઉપયોગી થશે.

પ્રકાશક.

# અનુક્રમણીકા.



| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |

| વિષય. | પૃષ્ટ. |
|---|---|
|  |



## પ્રશ્ન જોતીવેળા દિવસ માપવાનો વિચાર.

માથેથી પાઘડી ઉતારી નાખી તડકે ઉભા રહી પોતાને પડછાયો જ્યાં સુધી પડે, ત્યાં એંધાણુ કરવું, ને પગથી તે જગ્યા સુધી પગલાં ભરવાં. જેટલાં પગલાં થાય, તેમાં બીજા ૬ છ મેળવવાં, તે સંખ્યાએ ૧૨૧ એકસો એકવીશને ભાંગવા. જે ભાગ આવે, તે ઘટીકા ને શેષ વધે તેને ૬૦ ગુણી ને પાછો ભાગ આપવો, જે ભાગ આવે તે પળ. ને શેષને ૬૦ ગુણી તેજ પ્રમાણે ભાગ આપતાં જે ભાગ આવે, તે વીપળ સમજવી. એ પ્રમાણે જો મધ્યાન પહેલાં જોવું હોય, તો દિવસ ચડયો સમજવો. ને મધ્યાન પછી જોવું હોય, તો બાકી રહ્યો સમજવો. ઉદાહરણ જોકે પ્રશ્ન જોતીવેળા આપણા છાંયાનાં પગલાં ૧૮ થયાં, તેમાં ૬ મેળવતાં ૧૮+૬= ૨૪ થયાં. તો તે ૨૪ ચોવીશે ૧૨૧ ને ભાંગવા. ૧૨૧÷૨૪ =૫$\frac{૧}{૨૪}$ તેથી પાંચ ઘટીકા દિવસ ચડયો. ને ૧ વધ્યો તેને ૬૦ ગુણતાં ૧×૬૦=૬૦÷૨૪=૨$\frac{૧૨}{૨૪}$ તો ૨ પળ નીકળી. ને ૧૨ વધ્યા તેને ૬૦ ગુણતાં ૧૨×૬૦=૭૨૦ થયા, તેને ૭૨૦÷૨૪=૩૦=૩૦ વિપળ થઇ. એ પ્રમાણે ૫ ઘટી ૨ પળ ૩૦ વિપળ દિવસ ચડયો. તો તે વખતે કયું લગ્ન છે, તે ચોકસ કરી પ્રશ્નકુંડળી કરવી, અગર જન્મકુંડળી કરવી.

## ઇષ્ટ ઘટી, પળ કાઢવાની બીજી રીતી.

પ્રશ્નકાળ—( જેટલા વાગે.) પ્રશ્ન કરે તેટલા કલાક ને મીનીટમાથી, તે દિવસે સૂર્યોદય જેટલા કલાક, મીનીટે થયો હોય, તે પંચાંગમા જોઇને બાદ કરવુ, ને શેષ રહેલ કલાકને રા અઢીગણા કરવાથી ઘડી, ને મીનીટને અઢીગણા કરવાથી પળ થાય છે. જો મધ્યાન પછીનો પ્રશ્નનો ટાઇમ જોવો હોય તો, જેટલા કલાક મીનીટ થયા હોય, તેમા ૧૨ મેળવીને પછી સૂર્યોદય બાદ કરવા, જેથી સ્પષ્ટ ઘટી, પળ, નીકળે. ઉદાહરણ—જોકે પ્રશ્ન કરતી વેળા ૧૦ ને ૫ મીનીટ થઈ છે, ને તે દિવસે સૂર્યોદય ૬–૩૪ થયો છે, તો ૧૦–૫માથી ૬–૩૪=૩–૩૧ બરાબર ૩ કલાક ને ૩૧ મીનીટ દિવસ ચડયો છે, તો ૩ને રા ગણા બરાબર ૭ાા ઘડી ને ૩૧ને રા ગણો કરતા ૭ાા થઇ, તેમાંથી ૬૦ ની ૧ ઘડી નીકળી ને ૧૭ાા પળ વધ્યા તો ૭ાા માં ૧ ભેળવતા ૮ાા ઘડી ને ૧૭ાા પળ દિવસ ચડયો છે તેમજ મધ્યાન પછીનુ ઉદાહરણ પ્રશ્નવેળા બાર ઉપર ૩–૨૪ મીનીટ થઇ, તો સૂર્યોદય ઉપર જણાવેલ એજ દિવસ છે, તો ૬–૩૪ છે. ૩–૨૪+૧૨=૧૫–૨૪ તેમાંથી બાદ ૬–૩૪ તો કલાક ૮–૫૦ મીનીટ શેષ રહી, તેના અઢીગણા કરતા ૫૦×રાા બરાબર ૧૨૫ તેને ૮×રાા=૨૦ તો

૧૨૫ પળ તેમાંથી ૬૦ પળની ઘડી માટે ૨ ઘડી નીકળી ૫ પળ વધ્યા ને એ ઘડી ૨૦ માં ભેળવ્યા તો બરાબર ૨૨ ઘડી ૫ પળ દિવસ ચડ્યો. એ પ્રમાણે જો રાત્રે પ્રશ્ન કર્યો હોય તો, જે ટાઇમ હોય, તેમાંથી સૂર્યાસ્ત જેટલા વાગે થયો હોય તે બાદ કરવો. જેથી દિવસની પેઠે ઇષ્ટ ઘટી પળ નીકળશે.

## દિવસ માપવાની ત્રીજી રીતી.

એક શલાકા અઢાર આંગળની લેવી, ને તેને તડકે ઉભી કરી, તેનો છાંયો સરખાવવો. છાંયો સરખાવતાં જેટલી શલાકા ( શળી ) ઉપર રહે તેટલી ઘટીકા, ને નીચે જે હોય, તે પળ સમજવી. એ પ્રમાણે દિવસ ચડતો હોય તો, ઘડી પળ દિવસ ચડ્યો માનવું, ને મધ્યાન પછી હોય તો બાકી રહ્યો સમજવું.

### સાખી.

અષ્ટાદશ આંગુળની લીધી શળી, છાંયા પ્રમાણે બેવડ વળી,
સહદેવ કહે વધી તે ઘડી, શેષ ગઈ તે પળમાં ભળી.

તડકે ઉભી કરેલી ૧૮ આગળની સળી.

વધી તેટલી ઘટીકા

ઉદાહરણ—

તે શળીનો છાયો તેના છેડા બરાબર સરખાવતા ભાગી, તો તે આ પ્રમાણે આકાર થયો. ત્યારે તેના ઉભા છેડાનો પડછાયો તેના આડા છેડાના બરાબર થયો, તો જેટલી સળી ઉભી રહી તેટલી ઘડી, ને આડી તેટલી પળ સમજવી

શેષ રહી તેટલી પળ.

## દિવસ રાત્રીના બાર લગ્નના ભોગવટાની સમજ.

મીન તથા મેષ લગ્ન ચાર ચાર ઘડી ભોગવે વરખ ને કુંભ સાડાચાર સાડાચાર ઘડી ભોગવે, મીથુન ને કર્ક લગ્ન પાચ પાચ ઘડી ભોગવે, ને સીંહ, કન્યા, તુલા, વૃશ્ચિક, ધન, મકર, એ લગ્ન સાડાપાચ સાડાપાંચ ઘડી ભોગવે છે. જે સંક્રાતી ચાલતી હોય, તે લગ્ન પહેલું ( દિવસ ઉદયથી ભોગવાય, ને તે પછી અનુક્રમે બીજા લગ્નો આવે. )

## દરેક લગનના ઘટાડાના પળની સમજ.

જે લગ્ન જેટલી ઘડી ભોગવે, તેથી બમણી પળ ઘટે, તે એવી રીતે કે જે રાશીનો સૂર્ય થાય, તે દિવસે તે લગ્ન પોતાની પુરેપુરી ઘડી સવારમાં ભોગવે, ને બીજે દિવસે તેથી બમણાં પળ ઓછાં ભોગવે. ઉદાહરણ—કે મેષ સંક્રાંતી બેઠી તો તે દીવસે ચાર ઘડી ભોગવે, ને વળતે દિવસે ૩ાા–૭ પોણીચાર ઘડી સાત પળ ભોગવે, ને ઉપ- રાંત વરખ લગ્ન આવે. એ પ્રમાણે દરેક દિવસે પળો ઓછાં ભોગવે. તે પ્રમાણે તેના જેટલા દિવસ ગયા હોય, તે પ્રમાણે પળ કાપી નાંખી લગ્નના ભોગવટાની ગણતરી પ્રમાણે પ્રશ્ન વેળા કયું લગ્ન છે, તે ચોકસ કરી લેવું.



ગ્રહકુંડલીકા દ્વાદશભુવન.

| | | | |
|---|---|---|---|
| ૨ ધન સ્થાન રવી ૫૨. | | ૧૨ ખર્ચ સ્થાન. ત્રિક અપોકિલ્મ. | |
| ૩ બધુસ્થાન. અપોકિલ્મ ઉપચય સગ્નક બુધ | ૧ તનુસ્થાન કેન્દ્ર, ગુરુ. | ૧૦ રાજ્યદ્વાર સ્થાન. કેન્દ્ર ઉપચય સગ્નક | ૧૧ લાભસ્થાન ફ્રાર ઉપચય સગ્નક, મંગળ. |
| ૫ પુત્રસ્થાન ફ્રાર ત્રિકોણ ચંદ્ર | ૪ સુખ સ્થાન કેન્દ્ર શુક્ર, કેતુ | ૭ સ્ત્રી સ્થાન કેન્દ્ર શની. | ૯ ભાગ્ય સ્થાન ત્રિકોણ, અપોકિલ્મ વર્ગોત્તમ રાહુ |
| ૬ અપોકિલ્મ. શત્રુ સ્થાન. ત્રિક ઉપચય સગ્નક | | ૮ મૃત્યુ સ્થાન ફ્રાર. ત્રિક | |

ઉપર જણાવેલ ગ્રહકુંડળીમા બતાવ્યા બાર ભુવનના નામ, તથા કેન્દ્ર, ફ્રાર, ઉપચય સગ્નક, અપોકિલ્મ, ત્રિકોણ, ત્રિક, વર્ગોતમ કયા પ્રમાણે કહેવાય, તેટલા માટે નામ સાથે આપેલ છે.

## લગ્નનાં નામ.

મેષ, વૃષભ, મીથુન, કર્ક, સિંહ, કન્યા, તુલ, વૃશ્ચિક, ધં, મકર, કુંભ, મીન.

## લગ્નની ચરાદિ સંજ્ઞા.

મેષ, કર્ક, તુલ, મકર, એ ચર સંજ્ઞક. ધાર્યું સિદ્ધ થાય. વૃષભ, સિંહ, વૃશ્ચિક, કુંભ, એ સ્થિર સંજ્ઞક. નિષ્ફળ. મીથુન, કન્યા, ધન, મીન, એ દ્વિસ્વભાવ સંજ્ઞક સમજવાં. કાર્ય થાય યા ન થાય.

## લગ્નના રંગની સમજ.

મેષ, વૃષભ, મીથુન, કર્ક, સિંહ, કન્યા, તુલ.
લાલ, સ્વેત, લીલો, ગુલાબી, શ્વેત, ચીત્ર વીચીત્ર, કાળો.
વૃશ્ચિક, ધન, મકર, કુંભ, મીન.
પીળો, પીળો, કાબરો, નોળીયાના જેવો, આસમાની.

## સુચના.

જે લગ્નનો ગુરૂ હોય તે લગ્નેશ કહેવાય. તનુ આદી બાર સ્થાનમાં પ્રશ્નકાળવેળા જે લગ્ન પડયાં હોય, તે લગ્ન કયું છે, ને જે હોય તેનો જે સ્વામી તે તે સ્થાનનો સ્વામી જાણવો. ઉદાહરણ કુંડળીમાં પ્રશ્નકાળવેળા કર્ક લગ્ન છે, તો

ચંદ્ર લગ્નેશ થયો. ને ધન સ્થાનમાં સિંહ લગ્ન છે, તો સૂર્ય ધનેશ કહેવાય. એ પ્રમાણે દરેકને સમજવું. તથા ગુરૂ તનુ સ્થાનમાં તથા બીજા ગ્રહો જેમ અન્ય સ્થાનોમાં મુકયા છે, તે પ્રમાણે પ્રશ્ન જોતીવેળા જેટલામુ લગ્ન ચાલતુ હોય, તેટલામો આક જે તનુ સ્થાનમા ૧ મુકયો છે, તે સ્થાનકે લખવો જોકે, પ્રશ્નકાળ કે જન્મકાળ વખતે કર્ક લગ્ન ચાલે છે, તો તે ૧ એક આંકને સ્થાને ૪ મુકવા. કેમકે મેષથી ગણતાં કર્ક એ ચોથુ લગ્ન થયું તો, તનુ સ્થાનમા ૪ મુકી, પછી ધન સ્થાનમા ૫ એમ અમુકામુક બારે સ્થાનોમા આક મુકવા ને પંચાગમા ગ્રહો કઇ રાશી પ્રત્યે છે, તે જોવુ. ને જે રાશીપર ગ્રહ હોય, તે જોઇને તે આ-કપર મુકવો, જોકે પંચાગમા ગ્રહમાં ગુરૂ મેષ રાશીનો છે, તો કર્ક લગ્ન એ ચોથું છે, તો, તનુ સ્થાનમા ૪, ધન સ્થાનમાં ૫, બધુ સ્થાને ૬ આવ્યા છે. સુખ સ્થાનમાં ૭ ને પુત્ર સ્થાનમાં ૮ આઠનો આંક આવેલ છે, તો એ પ્રમાણે જોતા જ્યાં ૧નો આંક છે, તે સ્થાને ગુરૂ મુકવો. નવે ગ્રહો જેટલામા આવે, તેટલામા આકપર મુકવા. એ પ્રમાણે કુ-ડળીમા ગ્રહો મુકવાની રીતી છે, ચંદ્ર જે દિવસે જન્મકું-ડળી કે પ્રશ્નકુંડળી કરે તે દિવસે જેટલામા હોય, તે આક ઉપર મુકવો.

## ગ્રહોની દૃષ્ટિ વિચાર.

૩ ત્રણ ને ૧૦ દશના સ્થાનમાં એકપાદ દૃષ્ટિથી જોવે છે, ૯ નવ ને ૫ પાંચમા સ્થાને દ્વિપાદ દૃષ્ટિથી જોવે છે, ૪ ચાર ને ૮ આઠમા સ્થાને ત્રિપાદ દૃષ્ટિથી જોવે છે, ને ૭ સપ્ત સાતમે સ્થાને સંપૂર્ણ દૃષ્ટિથી જોવે છે.

તેમજ શનિશ્વર પોતાના સ્વસ્થાનથી ૩ ત્રણ ૧૧ અગીઆરમા સ્થાનમાં સંપૂર્ણ દૃષ્ટિથી જોઈ શકે છે, ને ગુરૂ ૯ નવમે ને ૫ પાંચમે સ્થાનકે સંપૂર્ણ દૃષ્ટિથી જોઈ શકે છે. ભોમ (મંગળ) ૪ ચોથા ને ૮ આઠમા સ્થાનમાં સંપૂર્ણ દૃષ્ટિથી જોવે છે. ઇતિ—

## સ્વગ્રહી તથા ગુરૂ કોષ્ટક.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| મેષ | વૃષભ | મૈથુન | કર્ક | સીંહ | કન્યા | તુલા |
| મંગળ | શુક્ર | બુધ | ચંદ્રમા | સૂર્ય | બુધ | શુક્ર |
| વૃશ્ચિક | ધન | મકર | કુંભ | મીન | કન્યા | મીન |
| મંગળ | ગુરૂ | શની | શની | ગુરૂ | રાહુ | કેતુ |

જે સ્થાનકે કુંડલીમાં ૧ નો આંક હોય તે સ્થાનને ૮ આઠમે સ્થાને મંગળ પડયો હોય તો તે સ્વગ્રહી જાણવો. એ પ્રમાણે બારે રાશીમાં સમજવું; તેમજ મેષ રાશીવાળાને મંગળ ગુરૂ સમજવો. એમ દરેક રાશીમાં બતાવ્યા પ્રમાણે ગ્રહ સ્વરાશી યા ગુરૂ સમજવા. ઇતિ—

## શુભાશુભ ગ્રહની સમજ.

રવી, મંગળ, શની, રાહુ, કેતુ એ પાપગ્રહ (અશુભ) કહેવાય ને બુધ, ચંદ્ર, શુક્ર, ગુરૂ એ શુભ ગ્રહ કહેવાય તેમાં પણ જો તેની સાથે (પાપ ગ્રહો સાથે) બુધ હોય તો બુધ પણ પાપગ્રહ સમજવો તેમજ કૃષ્ણપક્ષનો ચંદ્રમા પણ પાપગ્રહ જાણવો.

### ઉંચ ગ્રહ કોષ્ટક

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| મેષ | મખ | મકર | કન્યા | કર્ક | મીન | તુલા | મિથુન | ધન |
| સૂર્ય | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ | કેતુ |
| ૧૦ | ૩ | ૨૮ | ૧૫ | ૫ | ૨૭ | ૨૦ | ૧૫ | ૧૫ |

કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે તે ગ્રહો તે રાશીમા તેટલામા અંશે હોય તો ઉંચ ગ્રહ સમજવો. અંશ વિચાર હરેક ગ્રહના ૩૦ અંશ જાણવા

### નીચ ગ્રહ કોષ્ટક

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| તુલા | વૃશ્ચિક | કર્ક | મકગ | મીન | કન્યા | મેષ | મીન | મેથુ. |
| સૂર્ય | ચંદ્ર | મંગળ | ગુરૂ | બુધ | શુક્ર | શની | રાહુ | કેતુ |
| ૧૦ | ૩ | ૨૮ | ૫ | ૧૫ | ૨૭ | ૨૦ | ૧૫ | ૧૫ |

# ગ્રહોમાં શત્રુ, મિત્ર, સમભાવનું કોષ્ટક.

| | રવી. | ચંદ્ર. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. | રાહુ-કેતુ. |
|---|---|---|---|---|---|---|---|---|
| મીત્રભાવ | રવી<br>ચંદ્ર<br>મંગળ<br>ગુરૂ | રવી<br>બુધ | રવી<br>ચંદ્ર<br>ગુરૂ | રવી<br>શુક્ર<br>રાહુ<br>કેતુ | રવી<br>ચંદ્ર<br>મંગળ<br>રાહુ<br>કેતુ | બુધ<br>શની<br>રાહુ<br>કેતુ | બુધ<br>શુક્ર<br>રાહુ<br>કેતુ | બુધ<br>શુક્ર<br>શની |
| સમભાવ. | બુધ | મંગળ<br>ગુરૂ<br>શુક્ર<br>શની | શુક્ર | મંગળ<br>ગુરૂ<br>શની | શની | ગુરૂ<br>મંગળ | ગુરૂ | ગુરૂ |
| શત્રભાવ | શુક્ર<br>શની<br>રાહુ<br>કેતુ | રાહુ<br>કેતુ | બુધ<br>રાહુ<br>કેતુ<br>શની | ચંદ્ર | બુધ<br>શુક્ર | રવી<br>ચંદ્ર | રવી<br>ચંદ્ર<br>મંગળ | રવી<br>ચંદ્ર<br>મંગળ |

પ્રમાણે દરેક ગ્રહને કોની સાથે મિત્રતા, શત્રુતા કે સમદૃષ્ટિ જાણવી.

## राशी बलवान विचार

જે રાશીનો સ્વામી તે રાશીપર હોય અગર દ્રષ્ટી હોય, અથવા બુધ કે ગુરૂ એ બંઇને પૂર્ણ દ્રષ્ટીથી જોતો હોય ત્યા સ્વામીત્વ કે સીવાઇ શનીશ્ચર સાથે ન હોય ત્યા બુધ કે ગુરૂ સીવાય બીજા ગ્રહને જોતો ન હોય તો રાશી બળવાન કહેવાય

## ગ્રહ બળવાનની સમજ.

જે ગ્રહ પોતાની ઉચ્ચ રાશીનો હોય ત્યા મિત્ર ક્ષેત્રમાં હોય ત્રીકોણમા હોય યા સ્વગ્રહમે હોય તથા ઉદય થતો કે થયો હોય તથા જે ગ્રહ પરે સૌમ્ય ગ્રહની દ્રષ્ટી પડતી હોય તે બળવાન સમજવો

## ગ્રહના ક્ષીણ બળની સમજ

જે ગ્રહો પોતાના નીચ સ્થાનમા હોય યા શત્રુ ક્ષેત્રમાં હોય તથા જે પરે શુભ ગ્રહની દ્રષ્ટી ન હોય ને જે અસ્ત થતો કે થયો હોય અથવા ક્ષીણ હોય તેને સમજવો.

## વર્ગોતમની સમજ

જે ગ્રહ નવમા સ્થાનમા સ્વગ્રહી હોય તો વર્ગોતમ જાણવો.

## ગ્રહોમાં સ્ત્રી પુરૂષ યા નપુશકનું કોષ્ટક.

| પુરૂષ. | સ્ત્રી. | નપુશક. |
| --- | --- | --- |
| રવી, મંગળ, ગુરૂ. | શુક્ર, ચંદ્રમા. | બુધ, શની, રાહુ, કેતુ. |

## ગ્રહનાં વર્ષોનું પ્રમાણ.

| રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ | કેતુ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૨૨ | ૨૪ | ૨૮ | ૩૨ | ૧૬ | ૨૫ | ૩૬ | ૪૨ | ૪૨ |

## ગ્રહ એક રાશીમાં કેટલો વખત રહે તેની સમજ.

| રવી | ચંદ્ર | મંગળ | બુધ | ગુરૂ | શુક્ર | શની | રાહુ | કેતુ |
| --- | --- | --- | --- | --- | --- | --- | --- | --- |
| ૧ | ૨ાા | ૧ાા | ૧ | ૧૩ | ૧ | ૩૦ | ૧૮ | ૧૮ |
| માસ | દિવસ | મા. | મા. | મા. | મા. | મા. | મા. | મા. |

## પ્રશ્નકર્તાને શું પુછવું છે તેનો વિચાર.

પ્રશ્ન કાળે જો મેષ લગ્ન હોય તો મનુષ્યકી ચિંતાનો પ્રશ્ન કરવો છે એમ સમજવું. વૃખ લગ્ન હોય તો ગાય આદિ પશુ વિશેનો પ્રશ્ન છે. મેથનમે છોરૂં વિશે પ્રશ્ન કરવો છે, કર્ક લગ્ન હોય તો વ્યવહારનો પ્રશ્ન, સીંહ લગ્નમાં અશ્વ વિશેનું, કન્યા લગ્નમાં કન્યા ( સ્ત્રી ) વિશેનો, તુળ લગ્ન હોય તો વેપાર વિશેનું પ્રશ્ન, વષ્કમાં શત્રુના ભયથી

ચિન્તા, ધન ક્ષમમા લાભ મેળવવા માટે, મકરમા કલેશથી દુ:ખ થતુ હોય તે વિશે, કુભ હોય તો કર્મ ચિન્તા, મીનમાં સ્થાન વિશે પ્રશ્ન કરવુ છે એમ જાણવુ

## પ્રશ્ન કરનારની દ્રષ્ટી પરત્વે શુ પ્રશ્ન પુછવું છે તેનો વિચાર

જો પ્રશ્નકર્તાની દ્રષ્ટી ઉંચી ( ઉપર ) તરફ હોય તો જીવ ચિન્તા વિષે પ્રશ્ન પુછવુ છે, સમ દ્રષ્ટી હોય તો દ્રવ્ય સબધી પ્રશ્ન યા ધાતુ સબધી ને નીચી દ્રષ્ટી હોય તો મુલકી ચીન્તાનો પ્રશ્ન કરવો હોય

## અંક પરત્વે પ્રશ્ન વિચાર

જોવડાવનાર પાસે કોઇ પણ આંક ( સખ્યા ) બોલાવવો જે આંક બોલે તેને બમણા કરવા ને એક ૧ ભેળવવો ને ત્રણે ભાગ દેવો, શેષ ૧ રહે તો જીવ ચીન્તાકો પ્રશ્ન છે, ૨ રહે તો ધાતુ વિશેનો છે, ત્રણ રહે તો મૂલ ધાન્યાદિક મુલ્કાદિકનો તે પ્રશ્નની ગણતરી પ્રમાણે પ્રશ્ન જોતા જો ૧ વધે તો કાર્ય સિદ્ધ, બે રહે તો મહા મુસીબતે કામ થાય ( ઘણી વાર લાગે ) ત્રણ રહે તો કાર્યનો નાશ થાય

## પ્રશ્ન જોવરાવનારા પુરૂષ યા સ્ત્રી આવીને જે દિશા તરફ મુખ રાખી પ્રશ્ન કરે તેનું દિશા પ્રમાણે ફળ ચક્ર.

વાવ્ય. ઉત્તર. ઈશાન
કાર્યસિદ્ધનહોય કષ્ટથી દ્રવ્ય ન મળે.
પશ્ચિમ. કાર્ય સિદ્ધિ. કાર્ય સિદ્ધિ પૂર્વ
દ્રવ્ય ન મળે. કષ્ટથી કાર્યસિદ્ધનહોય
નૈઋત્ય. દક્ષિણ. અગ્નિ

ચક્રમાં બતાવ્યા પ્રમાણે જો પૂર્વ યા પશ્ચિમમાં બેશી બોલે તો કાર્ય સીધી ઉત્તર યા દક્ષિણ કાર્ય મહા મુશીબતે થાય અગ્નિ ને વાયુ ખુણમાં જો પ્રશ્ન કરે તો કાર્ય સિદ્ધિ ન થાય. નૈઋત્ય ને ઈશાનમાં હોય તો દ્રવ્ય લભ ન થાય. એ પ્રમાણે બેસીને જે દિશા તરફ મુખ રાખી પ્રશ્ન કરે તેનું ફળ સમજવું.

## પ્રશ્ન કરનાર પોતાના અંગનું સ્પર્શ કરે તેનું ફળ.

જો મસ્તકપર હાથ અડાડી પ્રશ્ન કરે તો તેને સુવર્ણનો લાભ થાય. મૂખનો સ્પર્શ કરી પ્રશ્ન કરે તો ધનની પ્રાપ્તિ થાય. પ્રશ્ન કરે તે વખતે કાને હાથ અડતો જણાય તો કે નેત્રે (ચક્ષુ) તો ધાન્યનો લાભ. જો ગર્દન, દાઢી, કંઠનો

સ્પર્શ કરે તો કહેવુ કે ઉદ્યમ કરો તો લાભ થશે કાખ, નાભી કે હાથનો સ્પર્શ કરી પ્રશ્ન પુછે તો તો કાર્યની સિદ્ધિ થાય, કેશનો સ્પર્શ કરે તો દુખી થાય તૃણ, અગ્નિ, (દિતવા) નો સ્પર્શ કરે તો કાર્ય સિદ્ધ થાય નહિ કાષ્ટ (લાકડી) કાદવે કાર્ય મહા મુશ્કીલતે થશે વસ્ત્ર અલ-કારનો સ્પર્શ કરે તો કાર્ય તત્કાળ સિદ્ધ થાય

## સ્થાન પરત્વે પ્રશ્ન ફળ

દેવમંદિર નદી, તળાવના તટપર્‌ે યા પ્રિય સ્થાનકમા-જો પ્રશ્ન કરે તો કાર્યની સિદ્ધિ જો ખરાબ સ્થાન હોય તો કાર્ય સિદ્ધ ન થાય

## સ્વરોક્ત પ્રશ્ન ફળ

જ્યોતીષીની પાસે કોઈ માણસ આવી પ્રશ્ન કરે તે વેળા પોતાનો સ્વર (શ્વાસ) નાકાએ જોવો જો ડાબી તરફ સ્વર ચાલતો જણાય તો કામની સિદ્ધિ, જમણી તરફ ચાલતો હોય તો કાર્ય થતા મહા મુસીબતી, પણ જો ડાબા ને જમણા એ પ્રમાણે વારા ફરતી યા એક સાથે શ્વાસ ચાલતો જણાય તો કાર્યની હાનિ થાય એવુ શીવ-જીનુ સ્વરોદય પ્રત્યે કહેવુ છે

## અમુક તિથિએ જે કામ કરવું હોય તેનો વિચાર.

શુકલ પક્ષથી દરેક વેળા પ્રદી પ્રદાથી જે દિવસે કામનો આરંભ કરવાનું ધારવું હોય તે સુધી ગણવી ને પોતાના નામના અક્ષર ગણવા. જો આપણા અક્ષર તીથીની સંખ્યા કરતાં વધે તો તે તીથીએ કામ કરવું નહિ પણ જો તીથી વધે તો સુખેથી કરવું, સિદ્ધિ થાય.

## પ્રશ્ન ફળ જોવા માટે નાડીમાં ચાલતા તત્વનો વિચાર.

ઉપર જણાવ્યા પ્રમાણે ચંદ્ર નાડી તે ડાબી તરફ સ્વર ચાલે તે જાણવી ને જમણી તરફ સ્વર ચાલે તે સૂર્ય સમજવી ને સુષ્મણા તે બન્ને વારંવાર સાથે ચાલતી જણાય તો દરેક નાડીમાં પાંચ તત્વ હોય, તેમાં એવો નિયમ છે કે ચંદ્ર નાડી ચાલે તે ૨ાા અઢી ઘડી ચાલ્યા પછી સૂર્ય નાડી ૨ાા અઢી ઘડી ચાલે. એ પ્રમાણે તે અહો રાત્રી દિવસ ચાલ્યા કરે છે તેમાં પ્રથમ પૃથ્વી તત્વ ૫૦ પળ તે પછી જળ તત્વ ૪૦ પળ તે પછી તેજ તત્વ ૩૦ પળ તે પછી વાયુ તત્વ ૨૦ પળ તે પછી આકાશ તત્વ ૧૦ પળ એ પ્રમાણે એક નાડીમાં ૨ાા ઘટીકામાં પાંચે તત્વો વરે છે.

પૃથ્વી તત્વનો પ્રવાહ ૧૨ આગુળનો છે, જે જળ તત્વ ૧૬ આગળ ચાલે છે, અગ્ની ( તેજ ) ૪ આગળ છે ને વાયુ તત્વ ૮ આગળ ને આકાશ તત્વમા સુન્ય આગળ એટલે તે તત્વ વહેતો હોય ત્યારે નાશા બહાર શ્વાસનો પ્રવાહ વહેતો નથી એ પ્રમાણે તત્વ વિચાર જાણવો

## પ્રશ્ન ફળ જોવા માટે ચંદ્ર સૂર્યના દિવસ વિચાર.

શુકલ પક્ષની એકમથી ૩ ત્રણ દિવસ ચદ્રના ને ૪થી ૬ સુધી ત્રણ દિવસ સૂર્યના અને ૬ પછી ૭-૮-૯ એ પ્રમાણે ત્રણ દિનસ ચદ્રના એમ અનુક્રમવાર સમજવુ. તેમજ કૃષ્ણ પક્ષમા ૧થી ત્રણ દિનસ સૂર્યને તે પછી ત્રણ ચંદ્રમા એમ અનુક્રમ પ્રમાણે સૂર્ય ચદ્રના દિવસો સમજવા.

### તીથુયુક્ત સ્વરે પ્રશ્ન ફળ

પ્રશ્ન પુછનાર આવી પ્રશ્ન કરે તે વેળાં જોતિષીએ પોતાનો સ્વર જોવો ને કઈ તિથી છે તે જોવી હવે તે તેથી ચદ્રની હોય ને સ્વર પણ ચદ્ર ચાલતા હોયતો કાર્યની સિદ્ધિ તેમજ સૂર્યની તીથી હોય ને સુર પણ જમણી તરફનો સૂર્યનો ચાલે તો કાર્ય સિદ્ધિ પણ તીથી સૂર્યની હોય ને સૂર ચદ્રનો હોય કે તીથી ચદ્રની હોય ને સૂર સૂર્યના હોય તો કાર્ય હાની સમજવી

## તત્વો પરત્વે પ્રશ્ન ફળ.

પૃથ્વી તત્વ ચાલતુ હોય તેમજ જળતત્વ પ્રશ્ન કરે તે વેળા જો ચાલતાં હોય તો કાર્યની સિદ્ધિ થાય તેજ અગર વાયુ તત્વ હોય તો કાર્ય થાય યા ન થાય એવું મિશ્ર ફળ આપે પણ જો આકાશ તત્વ હોય તો કાર્યની હાની થાય.

## સ્વર અંક પરત્વે પ્રશ્ન ફળ.

પ્રશ્ન જોવરાવનાર માણુસ આવી પ્રશ્ન કરે તે વેળા જોતીષ્યને ચંદ્રસુર ચાલતો હોય ને જે પ્રશ્ન કર્યું તેના અક્ષર બેકી આવે તો કાર્ય સિદ્ધિ. જો જમણી તરફનો સૂર્ય સૂર ચાલતો હોય ને પ્રશ્નાક્ષર એકી આવે તો પણ કાર્ય સિદ્ધિ. પણ જો ચંદ્ર સૂરમાં એકી ને સૂર્યમાં બેકી હોય તો કાર્યની હાની સમજવી.

## મારૂં કાર્ય ક્યારે થશે તે પ્રશ્ન ફળ

ગ્રહકુંડળીમાં ચંદ્રમા ચર હોય કે ચંદ્રમાં તથા લગ્ન સ્વામી ચર રાશીમાં હોય અથવા લગ્નપર ચંદ્રમાં કે લગ્નેશની દ્રષ્ટિ પડતી હોય તો કાર્ય સિદ્ધિ થાય તેમજ પ્રશ્ન લગ્ન સ્થિર હોય

ને ચદ્રમા તથા લગ્નનો સ્વામી તે બેઈ સ્થિર રાશીમા હોય તેમજ તે બેઇ પ્રશ્ન લગ્નને પૂર્ણ દ્રષ્ટિથી જોતા હોય તો કાર્ય ને થતા ઘણી વાર લાગશે તેમજ લગ્નધિ સ્વભાવનુ હોય ને ચદ્ર પણ ધિ સ્વભાવ રાશી પરે હોય ને લગ્નેશ પણ ધિ સ્વભાવ રાશી પરે હોય તોપણ કાર્ય થતા ઘણી વાર લાગે લગ્ન ચર હોય નવમા સ્થાનકે ગ્રહ હોય તથા લગ્નનો સ્વામી ચર લગ્નને જોતાં હોય તો બે ત્રણ દિવસમા કાર્ય થાય જો પ્રશ્ન કાલમા સ્થિર લગ્ન હોય તો કામ જેટલા દિવસમા થવાનુ હતુ તેથી બમણુ થશે, જો ધિસ્વભાવી લગ્ન હોય તો કાર્ય તેથી ડોઢા દિવસે થાય જો પ્રશ્નકુડળીમા કોઈ ગ્રહ વક્રી હોય તો ત્રણ ગણા દિવસે કાર્ય થાય પ્રશ્ન કુડળીમા કેન્દ્ર તથા ત્રિકોણમા શુભ ગ્રહો હોય તથા ઉપચય સજ્ઞકમા પાપ ગ્રહ હોય તથા લગ્ને સ્વામી આઠ કે અગીયાર યા વ્યય સ્થાનમા હોય તો કાર્યનિ સદેહ ફતે હોય જો ઉપર જણાવ્યા પ્રમાણે હોય તો કાર્ય સિધ હોય પણ જો મીશ્ર ગ્રહહોય ( એક ગ્રહ સારો ને યેક નબળો તો કાર્યનુ મીશ્ર ફળ ( થાય યા ન થાય ) જો કુડળીના ગ્રહો પરસ્પર મીત્ર હોય તો કામ પૂર્ણ થાય જો સમભાવી હોય તો સાધારણ થાય ને શત્રુભાવી હોય તો કાર્ય થાય નહિ

## કઇ દિશાએ લાભ હોય તે પ્રશ્ન ફળ.

પ્રશ્ન વેળા લગ્ન ચર હોય તથા શુભ ગ્રહની સાથે હોય કે લાભ સ્થાનમાં ચંદ્ર બળવાન હોય તથા કેન્દ્ર કે નવમા યા પાંચમાં સ્થાનમાં શુભ ગ્રહ હોય તો જે રાશીનો ચંદ્રમા હોય તે દિશામાં લા ભહોય. તેમજ કેન્દ્ર સ્થાનમાં શુભ ગ્રહ હોય કે દ્દષ્ટિથી જોતા હોય અથવા ત્રિકોણમાં શુભ ગ્રહ હોય યા જોતા હોય તો જે રાશી પર ચંદ્ર હોય તે દિશામાં લાભ જાણવો.

## ચંદ્રની દિશા સમજ.

મેખ સીંહ ધન પૂર્વ. વર્ષે કન્યા મકર દક્ષિણ. મેથુન તુળ કુંભ પશ્ચિમ. કર્ક વૃશ્ચ મીન ઉતર.

## ચંદ્રના વાસ વિચાર.

મેખ વ્રખ મેથુન રાનમાં. કર્ક સીંહ કન્યા ગામમાં. તુળ વ્રશ્ક ધન આકાશ. મકર કુંભ મીન પાતાળ. ફળ રાને રોગ ગ્રામે સુખ આકાશે ધનલાભ પાતાળેમરણ.

## ચંદ્રમા શું કરે છે તે વિચાર.

પ્રશ્ન કરે તે વેળા ચંદ્ર જે રાશીનો હોય તેને ૪ ચારે ગુણી જે ગુણાકાર આવે તેમાં રવીથી ગત વાર મેળવીને

આરે ભાગવા જો શેષ ૧ વધે તો ઉભા છે, ૨ વધે તો બેઠા છે, ત્રણ વધે તો જાગે છે ને ૦ વધે તો સુતા છે

ફળ-જાગતા હોય કે બેઠા હોય તો શુભ ફળ ઉભા એ મધ્યમ ફળ, સુતે નિષ્ઠ ફળ સમજવુ

ઉભે કટક ચલાવીયે, બેઠે વગીયે ગામ,
સુતે કુપ ખોદાવીયે, જાગને હોય સિદ્ધ કામ

## સવાબે દિવસમાં ચંદ્રનો સર્વ દિશામાં ભાગવટો

| | | |
|---|---|---|
| વાયવ્ય<br>૧૯ | ઉત્તર<br>૧૫, | ઇશાન<br>૧૪ |
| પશ્ચિમ<br>૧૮ | સવાબે દિવસ ની<br>ઘડી ૧૩૫ | પૂર્વ<br>૧૦ |
| નૈઋત્ય<br>૧૬ | દક્ષિણ<br>૨૧ | અગ્નિ<br>૧૫ |

## ચંદ્રે કેવા વસ્ત્ર પહેર્યાં છે તે વિચાર

મેખ વ્રખ મેથુન રાતા. કર્ક સીંહ કન્યા કાળા. તોળ વ્રશ્ચ ધન લીલા. મકર કુંભ મીન પીળા.

## ચંદ્રે કેવા રંગ છે તે વિચાર.

પ્રશ્ન કાલમે જો ચંદ્ર મેખ વ્રખ સિંહના હોય તો રક્તવર્ણ મેથુન કન્યા ધન મીન રાશીમાં હોય તો પીળો વર્ણ. તુલા વૃશ્ચ કર્ક ના હોય તો શ્વેત. મકર કુંભ ના હોય તો કાળો રંગ છે.

ફળ લાલ રંગે યુદ્ધ થાય. પીળે સુખ. શ્વેતે દ્રવ્ય લાભ. કાળાએ મૃત્યુપ્રદ.

## ચંદ્ર શું ખાય છે.

મેખ વ્રખ મેથુન વડા. કર્ક સીંહ કન્યા સુખડી. તુલ વ્રશ્ચ ધન ડાળ. મકર કુંભ મીન શાળ.
(મગ) (ચોખા)

## ચંદ્રપરે પ્રશ્ન ફળ.

જે દિવસે પ્રશ્ન જોવું હોય તે દિવસ સુધી પ્રતીપદાની ૧ થી ગણવું તેને ચારે ભાંગવા જે ભાગ આવે તેમાં કૃત્કાથી

## મારા કામનુ શું પરિણામ આવશે

પ્રશ્ન કાલમે કુંડલીકા વિષે લગ્નનો સ્વામી દશમ સ્થાનના સ્વામીને જોતો હોય તથા લગ્ન દશમ પંચમ એ ભુવનનો સ્વામી શુક્ર કે ગુરૂ યુક્ત હોય કે તેને જોતો હોય તો કાર્યનુ પરિણામ સારૂં આવશે.

## અક્ષર પરત્વે પ્રશ્ન ફળ

પ્રશ્ન કરનાર જે પ્રશ્ન કરે તેના અક્ષરને ગણાણા કરીને ૧ મેળવી ત્રણે ભાગવા. જો શેષ ૧ હોય તો કાર્ય સિદ્ધ થાય ૨ બે રહે તો કાર્યની હાની, ત્રણ રહે ૦ રહે તો કાર્યનો નાશ થાય

## મુષ્ટિ પ્રશ્ન ફળ

કાઈ માણસ મુઠીમા કાઈ ચીજ રાખી પુછે કે મારી મુઠીમાં શુ છે તો તે પ્રશ્ન બોલે તેના અક્ષરને ગણાણા કરી તેને ત્રણે ભાગવા ૧ શેષ વધે તો કહેવુ કે જીવ છે ૨ બે રહે તો ધાતુ પદાર્થ છે ત્રણ રહે તો કોઈ વનસ્પતિનુ મૂળ છે

## રૂણ વિષે પ્રશ્ન ફળ

પ્રશ્ન કુંડલીમા લગ્ન નસંગ લાભસ્થાને શુભ ગ્રહ હોય તો કાર્યની સિદ્ધી તેમજ લગ્નના સ્વામી ચંદ્ર કેન્દ્રે હોય છઠા સ્થાનને જોતો હોય તોપણ લાભ થાય

## મને રજા મળશે કે કેમ અથવા મા જવાનું થશે કે કેમ.

પ્રશ્ન કાલમે લગ્ન સપ્તમ યા આષ્ટમ ભાવમાં સૂર્ય અથવા મંગળ હોય તો રજા મળશે નહીં. પ્રશ્ન કાલે લગ્ન ચર હોય ને લગ્નનો સ્વામી લગ્નમાં અથવા ધન ભુવનમાં પાપગ્રહ યુક્ત હોય ને ત્રિત્ય સ્થાનમાં સૂર્ય ચંદ્ર કે મંગળ યુક્ત હોય તો કહેવું કે રજા મળશે, યા જવાનું થશે.

### યાત્રા યા પરદેશ ગમન પ્રશ્ન વિચાર

પ્રશ્ન કાલે ચર લગ્ન હોય ચંદ્રમા ચરલગ્ને સ્થીત હોય ને શુભ ગ્રહો જોરે હોય યા શુભ ગ્રહપરે દ્રષ્ટી પડતી હોય તો કહેવું કે યાત્રા યા પરદેશ ગમન સુખેથી થશે ને યશ યા દ્રવ્ય લાભ પણ થશે. જો સ્થિર લગ્ન હોય ચંદ્ર પણ સ્થિર લગ્ને હોય ને શુભગ્રહ ભેળા કે તેને જોતો હોય તો કહેવું જે પરદેશમાં યશ મળશે પણ યાત્રા શ્રેષ્ઠસ્થાનની થાશે નહી. જો લગ્નધિઃ સ્વભાવી હોય ચંદ્ર પણ ધિસ્વભાવ રાશીનો હોય ને પાપગ્રહ ભેળાં હોય કે તેને જોતો હોય તો કહેવું કે તમારૂં જવું બંધ રાખો. નહીંતર કલેશ થશે. વળી પ્રશ્ન કાલમે સપ્ત આષ્ટમ સ્થાનમાં ક્રુરગ્રહ હોય તો કહેવું કે જશો તો કાર્યનો નાશ થશે ને યાત્રા થશે નહીં જો દશમે પાપગ્રહ હોય તો મોટાભાઇ કે પીતા યા રાજાના

તરફથી ચંદ્રા મળે પાપગ્રહ તૃતીય એકાદશ છઠા સ્થાનમા હોય તો યાત્રા મળશે ને કાર્ય સિદ્ધ હોય પણ અષ્ટમા દિકેન્દ્રમા શુભ ગ્રહ હોય ને અષ્ટમમા પાપગ્રહ હોય તો કહેવુ કે તમો જશો તો માર્ગમાથી પાછુ આવવાનુ થશે ને કાર્ય સિદ્ધ થશે નહી

## પરદેશી કયારે આવશે તે વિશે પ્રશ્ન

પ્રશ્ન કુંડળીમા બીજા કે ત્રીજા સ્થાનમા શુક્ર કે બ્રહસ્પતિ હોય તો થોડા દિવસમા આવશે તેમજ જો ચંદ્રમાની સાથે હોય ને પાંચમ કે સાતમ સ્થાન કે હોયતો શીઘ્ર (જલ્દી) આવશે તેમજ સૂર્ય શની બુધ શુક્ર એમાથી કોઈ પણ ચલલગ્નમા સ્થીત હોય તોપણ જલદી આવે પણ જો એના કોઈનો વક્રય થતો હોય તો હમણા નહિ આવે

## અંકે પરત્વે પ્રશ્ન ફળ

પ્રશ્ન પુછનાર જે પ્રશ્ન કરે તેના અક્ષરને ૮ ચારગણા કરી સાતે ભાગવા તથા સુદી પેકમથી વર્તમાન તીથી સુધી ગણી તેમા નક્ષત્ર પહોર વાર મેળવવા ને તે સાતે ભાગવા આ બે રીતીમાથી ગમે તે પ્રમાણે જોવુ જો શેષ ૧ વધેતો પરદેશી તેજ સ્થાન કે છે ૨ વધેતો આવવાના વિચારમા છે ત્રણે અરધ માર્ગે આવ્યો છે ચારે નજીક આવ્યો, ૫ પાછો પાછો હતો ત્યા ગયો છઓ રોગ થયો સાતે આવશેજ નહિ આશા છોડી દેવી

## બીજી રીતી.

ઉપર પ્રમાણે ૧થી તીથી વાર નક્ષત્ર પંહોરે સર્વને ભેળા કરી આઠે ભાંગતા જો ૧ ત્રણ રહે તો પરદેશી દુર ચાલી ગયો ૫ કે ૨ રહે તો પરદેશી માર્ગમાં આવવા માટે ચાલો આવે છે, ૪ ૬ રહેતો સમીપ ( નજીક ) આવ્યો છે. સાત કે આઠ રહેતો પરદેશી હમણાં નહિ આવે.

### વાર પરત્વે પ્રશ્ન ફળ.

જે પ્રશ્ન જોવરાવવા આવે તેની પાસે સાત વારમાંથી એક વાર બોલાવવો જો રવી કે મંગળ કહે તો પરદેશી જ્યાં ગયો છે ત્યાંથી પણ આગો ગયેલ સમજવું ચંદ્ર કે ગુરૂ કહે તો માર્ગે ચાલ્યો આવે છે. બુધ કે શુક્ર કહે તો નજીકમાં આવેલ છે. ને શની કહે તો હમણાં આવશે નહિ.

### ગર્ભ પ્રશ્ન સ્વરોદય જ્ઞાન.

પ્રશ્ન પુછવા આવે એટલે જોતીષીને જો સ્વરમાં પૃથ્વી તત્વ ચાલતો હોય તો કહેવું કે પુત્રી છે જળતત્વ હોયતો દીકરો છે. તેજ તત્વ હોય તો ગર્ભનો અધુરે ગર્ભ પાત થશે વાયુતત્વ કન્યા ને આકાશત તત્વે છોરૂ આંધળું આવે અવતર્યાં પછી મૃત્યુ પામે.

## સ્ત્રી ગર્ભિણી છે કે નહિ

પ્રશ્ન કુંડળીમા જો પંચમ અને લાભસ્થાન બેઈમાં શુભ ગ્રહો હોયતો ગર્ભવતી છે નહિતર ગર્ભ નથી એમ સમજવુ

## ગર્ભમે પુત્ર છે કે પુત્રી છે.

પ્રશ્ન કુંડળીમા ગુરૂ સૂર્ય શની એ વિષમ રાશીમાં હોય ને લગ્ન પણ વિષમ હોય ને નક્ષત્ર પણ વિષમ હોય તો ગર્ભમે પૂત્ર છે નિગમ હોય તો કન્યા છે

## ગર્ભ કેટલા મહીનાનો છે

પ્રશ્ન કુંડળીમા લગ્ન જેટલાંસુ ભોગવે તેટલો એક લગ્નો-માથી બાદ કરતા શેષ રહે જેટેલા માશનો ગર્ભ સમજવો.

## પ્રસવ ક્યારે થશે

પ્રશ્ન કાળ લગ્નનો જેટલો ભોગવટો ગયેલો હોય તેને બાદ કરતા જેટલો બાકી રહે તેટલા દિવસે પ્રવસ થશે. વળી પ્રશ્ન કાળે ત્રિક લગ્ન હોય ને તે દિવસે પણ તે લગ્ને ( ચક્ર ) હોય તો ઉપર જેટલામો દિવશ નીકળે તે દિવસે દિવસે જન્મ થશે

## આંકપરત્વે ગર્ભણી પ્રશ્ન.

શુકલ પક્ષથી પ્રશ્ન તીથી સુધી ગણવા ને નક્ષત્ર તથા વાર મેળવી તેનો સરવાળો કરવો તેને ત્રણગણા કરી સાતે ભાગ આપવો. જો બેકી શેષ રહે તો દીકરો, એકી રહે તો કન્યા ને બરાબર ભાગ આવે તો ગર્ભશ્રાવ થશે.

## લગ્ન પરત્વે પ્રશ્ન ફળ.

પ્રશ્ન લગ્નનો રાજા શની મંગળ રવી રાહુ કેતુ હોય તો પુત્રી ને બાકીના ગ્રહો હોયતો પૂત્ર પેદા થશે, તેમજ ત્રીજે નવમે પાંચમે સાતમે સ્થાન કે રવી ગુરૂ મંગળ વિગેરે ગ્રહ હોયતો પૂત્ર નહિ તો પુત્રી (બીજા ગ્રહ હોયતો) પુત્રી પ્રશ્ન લગ્નમાં શનીશ્વર શમ રાશીના હોય કે શમ રાશી પર હોય ને લગ્ન પણ સમ રાશી હોય તો કન્યા હોય ને જો વિષમ હોયતો પુત્ર હોય તેમજ પ્રશ્ન કાળે બૃહસ્પતિ અને સૂર્ય એ વિષમમાં હોયતો પુત્ર જન્મ કહ્યો ને શુક્ર ચંદ્રમાં મંગળ ગ્રહો સમ રાશીના હોય કે સમરાશી સ્થીત થાય તો કન્યા જન્મ છે.

## પ્રસુતી પ્રશ્ન વિચાર.

જન્મ કુંડળીમાં બીજા ને ચોથા સ્થાનમાં સુભ ગ્રહો પડે તો પ્રસવ સુખેથી થયો છે, ને સાત નવ છઠા સ્થાને પાપ ગ્રહ હોય તો કષ્ટથી થયો કહેવું

## પ્રસુતી વેળા કેટલી સ્ત્રીઓ પાસે હતી

મીન ને મેખમા જન્મ હોય તો બે સ્ત્રી વૃખ ન કુભમા ચાર કન્યા ને તુલે સાત ધન ને કર્કમા પાચ ને બાકી લગ્નમા ત્રન નાગી તે સ્ત્રી પાસે જન્મ વેળા હતી એમ સમજવુ

## પ્રસુતી જ્ઞાન.

જન્મકુડળીમા જે સ્થાને ચ્ની હોય ત્યા દીવો ગહુ હોય ત્યા સ્ત્રીના બાટલાનુ ઓશીકુ મગળ હોય તે દિશાના બાળનો જન્મ ને શની હોય ત્યાની દિશાએ ઓરડી એમ સમજવુ

## પ્રશ્નની અવધી વિચાર

પ્રશ્ન કુડળીમા જેટલામા લગ્ને શનીશ્ચર હોય તેથી શા ગ્ણીગણા દિવસે કામ થાય પ્રશ્નની અવધી સમજવી

## સ્વછાયા પ્રશ્ન ફળ વિચાર

પ્રશ્ન કરનારના પડછાયાના પગલા ભગવવા ને તેમા ૧૩ ભેળવવા તે ૫ ત્યાને ૮ ભાગવા જે શેષ એક વધે તો પ્રશ્ન લાભકારી, ૨ વધેતો હાની, ૩ સીધી, ૪ શોક ઉપજાવેવે, ૫ કાર્યની વૃદ્ધિ, ૬ મરણ, ૭ બુદ્ધિવાન, ૮ મૃત્યુપદ પગલા. તે માણસના યા પોતાના (જોનારના) ભરવા,

# અશ્વની નક્ષેત્ર પરત્વે અવધી કોષ્ટક.

| | | | |
|---|---|---|---|
| અશ્વની દન ૨૭ | ભરણી દન ૧૮૦ | કૃતકા દન ૨૦ | રોહણી દન ૧૨ |
| મૃગશીર દન ૩૨ | આડદ્રા દન ૧૬ | પુનરવશુ દન ૯૦ | પુષ્પ દન ૧૨૦ |
| અશ્લેખા દન ૧૫૦ | મઘા દન ૨૪૦ | પુર્વાફા દન ૬૬ | ઉતરાફા દન ૧૨૦ |
| હસ્ત દન ૧૫૦ | ચીત્રા દન ૧૨૦ | સ્વાંતી દન ૨૬ | વિશાખા દન ૨૦ |
| અનુરાધા દન ૩૨ | જ્યેષ્ઠા દન [illegible] | મુલ દન ૧૬ | પુર્વાશા દન ૯૦ |
| ઉતરાશા દન ૧૫૦ | શ્રવણ દન [illegible] | ધનિષ્ઠા દન [illegible] | શતભી દન ૯૦૦ |
| પુર્વભા દન ૧૫૦ | ઉતરાભા દન ૧૫ | રેવતી દન ૨૭૦ | |

## કોષ્ટક જોવાની સમજ.

પ્રશ્ન વેળા જે દનીઉ નક્ષત્ર હોય ત્યાસુધી સૂર્ય નક્ષત્રથી ગણવુ જેટલા આંક થાય તે આંકની સંખ્યા પ્રમાણે અશ્વ-નીથી કયું નક્ષત્ર છે તે જોવુ ને તે નક્ષત્ર હોય તેના જેટલા દિવસ કોષ્ટકમાં જણાવ્યા હોય તેટલા દિવસે કાર્ય થશે એમ સમજવુ ઉદાહરણ —

પ્રશ્ન વેળા ચીત્રા છે ને સૂર્ય નક્ષત્ર રોહણી ચાલે છે તો રોહણીથી ગણતાં ચીત્રા એ અગીયારમુ નક્ષત્ર થયું ને અશ્વનીથી ગણતાં પુર્વાફાલ્ગુન નક્ષત્રે અગીયાર થાય માટે પુર્વાફાલ્ગુનમા કોષ્ટકમા ૧૬ નો આંક છે ૧૬ દિવસે કાર્ય થાય

## અન્ય રીતે કાર્ય સિદ્ધ થશે કે કેમ

પ્રશ્ન કરનાર જે પ્રશ્ન કરે તેના અક્ષર તથા તેનુ જે નામ હોય તેના અક્ષર તથા જે દિશામા મુખ રાખી બોલે તેના અક્ષર ગણી તે તમા વાર હોય તે સંખ્યા પ્રહર ઘડી મેળવી સરવાળો કરી ૯ ભાગવા ૧–૩–૭ વધે તો કાર્ય સિધી

૨ ૮ રહે તો કાર્યની હાની ૪ ૬ રહે તો કાર્ય સિદ્ધ થશે પાંચ કે શુન્ય વધે તો કાર્ય સિદ્ધ થશે.

## અન્ય રીતે પરદેશી પ્રશ્ન ફળ.

પ્રશ્ન કુંડળીમાં લગ્નેશ જે ગ્રહ હોય યા લગ્ન ખાલી હોયતો તેની સમીપમાં જે રાશી કે ગ્રહ હોય તેની સંખ્યા જે એણે ૧૨ ને ભાંગવા જો ભાગ બરાબર આવી રહે તે જલદી ઘરે આવે નહિતો હાલ ન આવે ત્યાં જો યે ગ્રહ વક્રી થયો હોયતો પણ હમણાં ઘરે ન આવે એમ સમજવું.

## ચોરી થયેલી વસ્તુ પાછી મળશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં લગ્નમાં કે લગ્નથી ૩ ૫ ૭ એ સ્થાનમાં રાહુ શની શુક્ર મંગળ એમાંથી કોઈ ગ્રહ હોયતો ચોરી ગયેલ વસ્તુ મળશે તેમજ લગ્ન ત્રીત્ય દશમ પંચમ ચતુર્થ નવ એકાદશ એ સ્થાનમાં શુભ ગ્રહ હોય ને લગ્નમાં ચોથે સાતમે દશમે પાંચમે નવમે આઠમે ને લાભ સ્થાનમાં પાપ ગ્રહો ન હોય તો ગઈ વસ્તુ પાછી મીલે જો લગ્ન ચોથે સાતમો દશમો પાંચ નવ આઠ ધન સ્થામા પાપ ગ્રહ

હોય અગર તેની દ્રષ્ટિ હોય ને શુભ ગ્રહો એ સ્થાનકે ન હોય તો ગયેલી વસ્તુ પાછી ન મળે.

તેમજ જો ધન સ્થાનમાં પાપ ગ્રહ હોય કે દ્રષ્ટિ પડતી હોય ને શુભ ગ્રહ ન હોય તો ચોરી ગયેલ વસ્તુ પાછી ન મળે પણ હરકત મીલત ન્યાની હાની થાય

પ્રશ્ન લગ્ન કુંડળીમાં ચંદ્રમા જે રાશીનો હોય તે રાશીનો સ્વામી ચંદ્રમાને પૂર્ણ દ્રષ્ટીથી જો તો હોય તો ગયેલી વસ્તુ પાછી મળે

## સ્વર પ્રત્યે ચોરી ગયેલ વસ્તુ સ્થાન.

પ્રશ્ન જોતી વેળા જો પૃથ્વી તત્વ હોય તો પૂર્વ યા પશ્ચમમાં છે તેજ તત્વ હોય તો દક્ષિણ વાયુ તત્વ ઉત્તર યા અગ્નિ ખુણે તથા ધરતીમાં દાટયા છે જળ તત્વે જળમાં યા સ્થાને પડી ગઇ ને આકાશ તત્વે આશા છોડી દેવી

## નક્ષેત્ર પરત્વે ગત વસ્તુ પ્રશ્ન ફળ.

| | | | |
|---|---|---|---|
| અંધ લોચન | રોહણી, પુષ્પ, ઉતરાશા વિશાખા પુર્વાશાઢા, સતતારકા | પુર્વદી શભાંગયુ | સૂખેથી જલદી મળશે |
| મંદ લોચન | મૃગશીર, અશ્લેખા, હસ્ત, અનુરાધા ઉતરાશાઢા, પુર્વાભાદ, અશ્વની | દક્ષિણે | મહેનતે કષ્ટથી ઘણ દિવસે મળે |
| મધ્ય લોચન | આર્દ્રા, મઘી, ચીત્રા, જ્યેષ્ઠા, શ્રવણ, ઉતરા, ભાદ્રપદ, ભરણી | પશ્ચિમે | ખબર મળેથી ૬૪ દિવસે મળે. |
| સુલોચન | પુનર્વસુ, પુર્વાફા, શ્વાતી, મૂળ, ધનેષ્ઠા, રેવતી, કૃતકા | ઉત્તરે | પતો લાગશે નહિ આશા મુકવી |

જોવાની રીતી પંચાગમાં જે નક્ષેત્રે ચોરી થઈ હોય તે નક્ષેત્રનું ફળ જાણવું ઈ.

વાયવ્ય ઉત્તર ઇશાન

પશ્ચિમ

| | | |
|---|---|---|
| ઉતરાશા<br>શ્રવણુ<br>ધનેષ્ઠા | શતભીમાઃ<br>પર્વા ઉ. ભા.<br>ભા. | રેવતી<br>અશ્વતી<br>ભરણી |
| જેષ્ઠા<br>મુળ<br>પુર્વાસા | આકાશ<br>ક્રૃતકા<br>રોહણી મૃગશીર | આડદ્રા<br>પુનર્વશુ<br>પુષ્ય |
| સ્વાંતી<br>વિશાખા<br>અનુરાધા | ઉતરાશે<br>હસ્ત<br>ચીત્રા | અસ્લેખા<br>મઘા<br>પુર્વાફા |

પુર્વ

નૈરૂત્ય દક્ષિણ અગ્નિ

## અંક ગણાના પરત્વે ગત વસ્તુ સ્થાન

જે વેળા પ્રશ્ન કરે યા ગુધીની તીથી નક્ષત્ર પહારે સર્વ યેગત્ર કરી તેને દશ ગણા કરવા ને સાતે ભાગવા જે શેષ એક વધે તો પૃથ્વીમા છે ર વધેતો લેનાર ધણી પાસે ૩ વધે તો જળમા છે ૪ ગજમા પહોચી છે ૫ રહેતો મોટામા ૬ રહેતો ઉકરડામા પાછાણુમા કે ગોબર કાચડ વિગેરે ને ૭ વધેતો આકાશમા આશા મુકવી

## ચોરી કરનાર સ્રી કે પુરૂષ તેની સમજ

પ્ર૦ કુંડળીમા ધન સ્થાનના સ્વામી નવસ્થાનમા હોય અથવા તને સ્રી મનાક ગ્રહો જોતા હોય તો ચોરી કરનાર સ્રી જાનવી, જે ધનસ્થાનના સ્વામી સિવાય બીજા ગ્રહો સમમા સ્થાને હોયતો પુરૂષ જાનવો યા બન્ને યુક્ત હોયતો સ્રી પુરૂષ સાથે સમજવા જેટલા ગ્રહો પડે તેટલા જણાં ચોરી કરનાર સમજવા

## ચોરી ઘરમાં છે કે બહાર ગઇ

પ્રશ્ન વેળા જો ચર લગ્ન હોયતો ચોરી બહાર ગઈ છે સ્થીર લગ્ન હોયતો ઘરમા છે ને ધિસ્વભાવ હોયતો ઘરની ઘરની નજીકમા બહાર છે

## ચોરનું ઘર કઈ દિશામાં છે.

પ્રશ્ન કુંડળીમાં જે દિશામાં લગ્નથી ચંદ્રમા હોય તે દિશામાં ચોરી કરનારનું ઘર છે.

## ચોરની જાતિનો વિચાર.

પ્રશ્ન વેળા મેષ લગ્ન હોય તો બ્રાહ્મણ વૃષે ક્ષત્રી મૈથુન વૈશ્ય કર્ક શુદ્ર સીંહે પોતાની જાતવાળો યા તો પોતાનોજ માણસ કન્યા સ્ત્રી તુલેભાઇ વૃશ્ચે દીકરો યા શેવક ધને પીતા યા ભાઈ મોટેરો મકરે દીકરાની વહુ કુંભે ઉંદર યાદી જનાવરો મીને પડી ગયેલ યા પેલા ભાગમાં પુરૂષને બીજા ભાગમાં સ્ત્રી તે દ્રવ્ય યા વસ્તુ પૃથ્વીમાં હોય.

## ચોરીના પ્રશ્નનો જવાબ.

પ્રશ્ન કાલમે લગ્ન ક્રુર હોય ને ક્રુર ( પાપ ) ગ્રહો પડ્યા હોય તથા તે ક્રુર ગ્રહો લગ્નને જોતા હોય તેમજ સપ્તમ સ્થાનમાં પણ ક્રુર ગ્રહ હોય અથવા તેની દ્રષ્ટી પડતી હોય તો ચોરી ગયેલ માલ પાછો આવશે નહીં પણ જો શોમ્ય ( શુભ ગ્રહો ઉપરના સ્થાનમાં હોય યા દ્રષ્ટી પડતી હોય તો પાછો મલશે ને મીશ્ર ગ્રહો ઉપરનામાં હોય કે દ્રષ્ટી હોય તો પાછો મળવો કે ન મળો તેમાં શંશય છે.

## પડી ગયેલ કે ભુલી ગયેલ વસ્તુ વિશે પ્રશ્ન

પ્રશ્ન કાલમેં દશમ સ્થાનમા ચંદ્ર કે સુર્ય હોય તો મળશે ને જો પ્રશ્ન લગ્ન ને ક્ષીણ ચંદ્રમા પૂર્ણ દ્રષ્ટીથી જો તો હોય તો નહીં મળે એમ કહ્યું

## ચોરી કરનાર કોણ છે તે પ્રશ્ન.

પ્રશ્ન કાલમા જે લગ્ન આવે તેનો સ્વામી જો રવી હોય તો રાજા છે ચંદ્રમા હોય તો તપસ્વી છે મંગળ હોય તો સોની છે ગુરૂ હોય તો બ્રાહ્મણ છે એમ સમજવું

## રોગી માણસ સાજો થશે કે કેમ.

પ્રશ્ન કાલમા લગ્નનો સ્વામી તથા આઠમા સ્થાનનો સ્વામી એ આઠમા સ્થાનમા હોય તથા એ કેન્દ્રસ્થાનમા હોય તો રોગી મૃત્યુ પામે તેમજ ૭મા દ્વાદશ-ધન એ સ્થાનમા પાપ ગ્રહ હોય તથા અષ્ટમા સ્થાનનો સ્વામી લગ્નમા હોયતો રોગી મૃત્યુ પામે વળી છઠા સ્થાનમા તેનો સ્વામી હોય ને શુભ ગ્રહોની દ્રષ્ટિ પડતી હોય તોપણ મૃત્યુ પામે

## બીજી રીતી

અશ્લેષા ગતભીષ સ્વાતી મૂળ ત્રણ પૂર્વા ભરણી એન ક્ષત્ર તેની સાથે રવી ભોમ ને શનીવાર ને તેમા ૪-૯-૧૨ ૧૪ એ તીથી એમાથી હરકોઇ તીથી વાર નક્ષત્રનો સંયોગ હોય ને તેમા જો પ્રથમ રોગ ઉત્પન્ન થયો હોય તો

બ્રહ્મા વિશ્નુ રૂદ્ર રક્ષા કરે તોપણ મૃત્યુ થાય રોગીનો પ્રશ્ન પુછે તે વેળા જો જોતીષીકી શુષ્મણી શ્વર ચાલતો હોયતો રોગી મરે જો આકાશ તત્વ ચાલતું હોય તો પાંચમે દિન મરશે.

## રોગીને કોઇ નડતર છે કે કેમ

પ્રશ્ન કાલમે શુક્લ પક્ષની પ્રતી પદાથી ગત તીથી વાર નક્ષેત્ર પ્રહર યોગ એ સર્વની સંખ્યા એકઠી કરી તેને આઠે ભાગવા જો ૨ ૮ બાકી રહેતો પીતરૂની પીડા થાય ૬-૪ રહેતો ભુત પ્રેતનો વળગાડ છે, ૭ ૩ રહેતો દેવતાની નડતર છે, ૧ ૫ રહેતો શરીર પીડા છે.

## વૈદ્યને દરદી પોતાના હાથે સારો થશે કે કેમ.

પ્રશ્ન કાલમાં લગ્નમાં ક્રુર ગ્રહ હોય ને લગ્ન પણ ક્રુર હોય તો તે રોગી પોતાનાથી શાન્તે થશે નહિ, જો લગ્ન શુભ હોય ને શુભ ગ્રહ હોય તો રોગી શાન્તે થશે જો ચોથા સ્થાનામાં પાપ ગ્રહ હોય તોપણ રોગી પોતાને હાથે સાજો ન થાય પણ શુભ હોયતો સારો થાય જો ચોથા સ્થાનનો સ્વામી અથવા લગ્નના સ્વામી આપની રાશીમાં હોય તો રોગી શાન્તિ થાય તેમજ લગ્નથી સાતમા સ્થાનમાં ક્રુર ગ્રહ હોય તો રોગી હજી આ રોગમાંથી બીજો રોગ થાશે ને અંતે આરામ થશે.

## નક્ષેત્ર પરત્વે રોગની અવધી વિચાર.

| | |
|---|---|
| | મધા મુરીગતી |
| રેવતી, અનુરાધા | ૧૦ દીને |
| મધા | ૧૨ દીને |
| ભરણી, ચિત્રા, શ્રવણ | ૧૫ દીને વ્યાધી મટે |
| હસ્તે | ૧૧ દીને |
| શતતારકા | એક માસ |
| ઉતરાષાઢા, મૃગશીર | વ્યાધીનો જન્મ હોય ૯ દીન |
| ધનીષ્ઠા, મુળ, વિશાખા, અશ્વન કૃતી | ૭ દીન |
| ઉતરા,ભાદ્રપદ,પુષ્ય,ઉત્તરાફા,અભીજીત,પુનર્વશુ શ્વાતી, અશ્લેષા, આડ્રા, ફાગુપુર્વા, જેષ્ઠા | રોગી મૃત્યુ પામે |

એ પ્રમાણે જે નક્ષેત્ર વ્યાધી થયો હોય તો તે એટલા દિવસમા રોગનો આરો આવે.

## મને અધીકાર ( નોકરી ) મળશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં સપ્તમ સ્થાનનો સ્વામી ચંદ્ર સુખ સંસ્થાનનો દશમ સંસ્થાનનો સ્વામી ધન સંસ્થાનનો સ્વામી ને વ્યયસ્થાનનો સ્વામી એ પૈકશે પેક પરસ્પર યુક્ત હોય કે એ એક બીજાને જોતા હોય તો કહેવું કે મળશે, સપ્ત સંસ્થાનમાં અથવા અષ્ટમાં સ્થાનમાં જો શુક્ર હોય કે ગુરૂ બુધ હોય કે જોતા હોય તો તે નોકરીમાં સુખ મળશે.

## મારી નોકરીમાં પગારનો વધારો યા હોદ્દો મળશે કે કેમ.

તે પ્રશ્ન વેળા શુક્લ પક્ષથી તીથી વર્તમાન સુધી ગણી ત્રણે ભાંગવા જો ૧ શેષ રહેતો વધે ૨ શેષ રહેતો જુજ વધારો થશે, ને ૦ રહેતો નહિ વધે, જો અધિકાર વિષે હોયતો ૧ વધે અધિકાર મોટો મળશે, ને તે કાયમ રહેશે, ૨ વધેતો મળશે પણ થોડો વખત રહેશે, ને ૩ વધેતો મળશે. નહિ.

## મળેલી નોકરી યા અધીકાર સ્થીર છે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં કેન્દ્ર સ્થાનમાં કોઈ સ્થાને શનીશ્વર હોય તો સ્થીર છે એમ સમજવું તેમજ લગ્નનો સ્વામી

ધન સ્થાનનો સ્વામી ચે સુક્ત હોય ટે પરસ્પર જોતા હોય તોપણ સ્થીર રહે ને તે પ્રમાણે ન હોય તો સચળ કહેતા (સ્થીર નથી.)

## મને યજમાનમાંથી લાભ ક્યારે થશે

પ્રશ્ન વેળા શુકલ પક્ષની એકમેથી વર્તમાન તીથી સુધી ગણવુ તેમા નક્ષત્ર વાર યોગ મેળવી બીજા ૩૦ રાક મેળવવા ને આઠે ભાગવા જે શેષ એક વધે તો હાલમા લાભ થશે, ૨ વધેતો હમણા લાભ થશે નહિ, ૩ ૪ રહે તો હજુ વાર છે, ૫ રહતો તમોને જોનારજ લાભ આપશે, ૬ વધેતો થોડા વખતમા ધારાથી વધારે લાભ થશે, ૭ રહેતો ધારા પ્રમાણે લાભ થશે નહિ, ૮ રહેતો લાભ નહિ થાય

## કોઇ માણસ વયો ગયો છે તેનો પતો લાગશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમા લગ્ન સ્થાનનો સ્વામી તથા લાભ સ્થાનનો સ્વામી લાભ સ્થાને હોય ને એક ક્રમ ક્રમે હોયતો પતો લાગશે લગ્નનો સ્વામી આઠમા સ્થાનમા હોય ને ચંદ્રમા લગ્નના હોય અથવા પાપ ગ્રહોથી યુક્ત હોય ચંદ્રમા મૃત્યુ સ્થાને હોય કે સર્વ ગ્રહયુક્ત હોય તો પતો લાગશે લગ્ન સ્થાનો સ્વામી વર્ગોતમમા હોય આઠમા સ્થાનનો સ્વામી ચંદ્રમાની સાથે હોય અથવા રવી, ભોમ, રાહુ એ ગ્રહ સાથે હોય તો પતો લાગશેજ નહી

## મારા લખ્યા પત્રનો જવાબ કેવો આવશે.

પ્રશ્ન કાળના લગ્નમાં બુધ કે ચન્દ્રમા એકી સ્થાન પડ્યા હોય ને શુભ ગ્રહને જોતા હોય તો કામની ફતેહ થાય તેવો જવાબ આવે, ને જો તે પ્રમાણે ન હોય તો ધારા પ્રમાણે જવાબ આવશે નહી.

## હરકોઇ માણસની વાટ છે તે કયારે આવશે.

પ્રશ્ન કાલમાં જો ચર લગ્ન હોય ને શુભ ગ્રહ યુકત હોય ને ધન સ્થાનનો સ્વામી પરાક્રમ સ્થાનનો સ્વામી તેને જોતાં હોય તો રસ્તામાં ચાલ્યો આવે છે. જો સ્થીર લગ્નમાં હોય તો હજી ને તેને તે સ્થાનકે છે. ધિસ્વભાવો હોય તો આવવાના વિચારમાં છે.

## મારા સાંભળવામાં આવેલી વાત સાચી હશે.

પ્રશ્ન કાલ વિષે લગ્નસ્થાનનો સ્વામી કેન્દ્રમાં હોયને ચંદ્રમાં શુભ ગ્રહ યુક્ત હોય તો સત્ય છે પણ ચંદ્રમા પાપ ગ્રહ સાથે હોય તો અસત્ય છે.

## મારા પ્રત્યે અમુક માણસે કોર્ટમાં કેશ માંડયો છે તેનું પરિણામ કેવું આવશે.

પ્રશ્નકાલમાં શુભ ગ્રહો લગ્નમાં હોય. મધ્યસ્થમાં હોય ને પાપ ગ્રહ સાથે હોય તો દાવો કરનાર જીતશે નહીં

સપ્તમે સ્થાને પાપ ગ્રહો હોય કે સપ્તમ સ્થાન બલાઢ્ય હોય તો પ્રતિવાદીકી જીત ન થાય

## મારે અમુક માણસ સાથે કજીઓ થાશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમા લગ્ન સ્થાનનો સ્વામી તથા સાતમા સ્થાનનો સ્વામી તે જો સાથે ન હોય તો કજીઓ થશે (યુદ્ધ) એમ સમજવુ

## તે કજીયામાં હું જીતીશ

પ્રશ્ન કુંડળીમા લગ્ન દશમ સાતમા સ્થાનમા સૌમ્ય ગ્રહ હોય અથવા તેના અધિપતિની પૂર્ણ દ્રષ્ટિ હોય તો જીત થશે જો તૃતીય નવમુ ને છઠા સ્થાનમા પાપ ગ્રહ હોય તો શત્રુની જીત થશે એ પ્રમાણે બીજી પ્રશ્નમા પણ સમજવુ

## સ્વર્ગ મત્યુ પાતાળમાં નારદવાશ ફળ,

પ્રશ્ન દિવસ સુધી શુકલ ૧ થી ગણી ને ગતવાર મેળવવો ને નવ બીજા મેળવવા ને ૩ ભાગવા જો શેષ ૧ રહે તો સ્વર્ગમા સુધ છે ૨ રહે તો પૃથ્વીમા સુધ છે ૦ રહે તો પાતાળમા છે

## મારે વ્રત કરવુ છે તે પુરૂં થશે કે કેમ

પ્રશ્ન કુંડલીમા લગ્ન સ્થાનનો સ્વામી શુભ ગ્રહ સાથે

હોય કે ધર્મ સ્થાનનો સ્વામી સાથે હોય કે તેની દ્રષ્ટી પડતી તો વૃત નીર્વિઘ્ને પાર પડશે.

## વિદ્યા રંભ પ્રશ્ન.

જેને માટે જોવું હોય તેનું જન્મ નક્ષેત્ર તથા જે દિવસે જોવરાવવા આવ્યા હોય કે મુહુર્ત આપવું હોય ત્યાં સુધીની શુદ ૧ થી તીથી નક્ષેત્ર ભેળા કરી ૭ યે ભાગ આપવો. જો ૧ કે ૦ ભાગ આવે તો વિદ્યા ચડે. જો ૨, ૩ બાકી રહે તો ઘણી વિદ્યા ચડે ને ૫-૪, બાકી રહે તો વિદ્યા ચડે નહિ. એ પ્રમાણે પ્રશ્ન વેળા કે વિદ્યા ભણવા બેસારવાના મુહુર્તમાં જોવું.

## અમુક કન્યા સાથે મારૂં વેશવાળ થશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં લગ્ન તૃતીયં, દશમ, એકાદશ એ કોઈ પણ સ્થાનમાં ચંદ્રમા હોય ને શુક્ર કે ગુરૂની દ્રષ્ટી પડતી હોય તો થએ એમ જાણવું.

## મારે પુત્ર થશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં લગ્નના સ્વામી તથા પુત્રેશ એ લગ્નમાં હોય કે દ્રેષ્કોણમાં હોય તો પુત્ર થશે.

## મારે વેપાર પ્રત્યે લાભ થશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં લગ્ન સ્થાનનો સ્વામી ને ચંદ્રમા જે

રાશીમા હોય તે રાશીના સ્વામી મિત્ર ક્ષેત્રમા હોય ને તે પર વક્રી ગ્રહની દ્રષ્ટી ન હોય તેમજ સાતમા સ્થાનનો સ્વામી સાતમા સ્થાનમા હોય ને તેને તેનો મિત્ર દેખતો હોય તો લાભ થાય

## મુંઠીમાં કેવા આકારનો પદાર્થ છે તે જાણવા માટે.

પ્રશ્ન કુંડળીમા લગ્નનો સ્વામી ચંદ્ર કે મંગળ હોય તો ગોળ આકૃતી છે બ્રહસ્પતિ હોય તો લાંબી આકૃતી છે બુધ રવી હોય તો ચોખંડો છે શુક્ર હોય ઉંચાઇવાળો પદાર્થ છે

## મુઠીમાં ધાતુ કઇ છે તે વિષે

પ્રશ્ન કુંડળીમા લગ્ન સ્થાનનો સ્વામી ચંદ્ર ને શુક્ર હોય તો રૂપુ ગુરૂ હોય તો રત્ન જડાવવાળી વસ્તુ સૂર્ય હોય હોય તો મોતી મંગળે ત્રાબુ શનીયે લોહ કે મીશ્ર ધાતુ બુધે હેમ ઈ પ્રમાણે સમજવુ

## મુઠીમા કેવો રંગ ચીતર્યો છે યા છે તથા કેવા રંગની વસ્તુ છે

પ્રશ્ન કુંડળીમા લગ્નનો સ્વામી ચંદ્રમા હોય તો ગોર રંગ બ્રહસ્પતિ પીળો શની શ્યામ તેમજ રાહુ એ પણ શ્યામ મંગળ ઘેરોલાલ બુધ લીલો શુક્રે શ્વેત કેતુ કપુરના જેવો

રવીએ લાલ ( રક્તવર્ણ ) અર્ક ફુલ જેવો.

## અમુક વસ્તુ કયા સ્થાનમાં છે.

પ્રશ્ન કુંડળીમાં લગ્ન સ્થાનનો સ્વામી શુક્ર કે ચંદ્રમાં હોય તો જળના સ્થાનમાં યા તેની પાસ ગુરૂ હોય તો દેવ મંદીરમેં રવી હોય તો કોઠી કે પેટીમાં બુધ હોય તો રસોડામાં મંગળ હોય તો પૃથ્વીમાં દાટેલી શની હોય તો બહારની ભૂમ પરે. રવી હોય તો ઢોર બાંધવાના મકાનમાં.

## રાજાના દર્શન યા લાભ વિષે પ્રશ્ન ફળ.

પ્રશ્ન કુંડળીમાં સૂર્ય લગ્નનો સ્વામી હોય યા ચંદ્ર હોય લગ્નમાં શુભ ગ્રહ હોય યા સ્વામી હોય તો રાજાનો મળાપ થશે તથા લાભ પણ થશે.

## અમુક ગામમાં લાભ થશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં ધન સ્થાનનો સ્વામી લગ્નમાં કે ધન સ્થાનમાં હોય ને ત્રીજાને ભાગ્ય સ્થાનમાં સૂર્ય હોય તો લાભ થશે, સુખી રહેશે.

## યાત્રાએ સુખેથી જઇને અવાશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં લગ્નનો સ્વામી લગ્નમાં હોય ને ધર્મ સ્થાનનો સ્વામી લગ્નમાં હોય ને શુભ ગ્રહો ભેળા હોય તો સુખેથી જાત્રા થશે એ ગ્રહો ન હોય તો દુઃખ પામે.

## કેદી કેદમાથી છુટશે કે કેમ.

પ્રશ્ન લગ્નમા લગ્નનો સ્વામી લગ્નમા હોય અગ્રવા ત્રીજા છઠ્ઠુ, નવમું ને બારમા સ્થાનમા હોય અથવા ને સ્થાનના સ્વામી તેમા હોય તો છુટી જશે જો પાપ ગ્રહો હોય તો જલદી છુટશે, જો સુભ ગ્રહો હોય તો નહી છુટે જો પ્રશ્ન કાલમા ચર લગ્ન હોય કે ચદ્રમા ચર રાશીમા સ્થીત હોય તો સાત દિવસમા છુટી જશે જો પ્રશ્ન લગ્ન સ્થીર હોય ને ચદ્રમા પણ સ્થીર રાશીએ હોય તો છુટે નહી

## અન્ય રીતીથી

પ્રશ્ન વેળા જે નક્ષત્ર હોય તે નક્ષત્ર કૃતકાથી ગણતા જેટલાં થાય તેને સાતે ભાગવા જો શેષ ૧ રહે તો નહી છુટે, ૨ રહે તો થોડા દિવસમા છુટશે, ૩ છુટી ગયો છે, ૪ નહી છુટે, ૫ છુટવામા વિઘ્ન છે, ૬ ફતેહ પામી છુટશે, ૭ સુખેથી છુટી જશે

## ગયેલી જમીન કે રાજ્ય પાછુ મળશે કે કેમ.

પ્રશ્ન કુડળીમાં ચદ્રમા દશમા સ્થાનમા હોય ને લગ્નનો સ્વામી પણ હોય ને દશમ સ્થાનનો સ્વામી પણ હોય ને શુભ ગ્રહોને જોતા હોય અથવા તો ગ્રહો ઉચ્ચના હોય તો કહેવુ કે પાછુ મળશે વળી દશમ, પંચમ, સાત, નવ ને

ધન ભુવનના સ્વામી કોઈ સ્થાનમાંથી સ્થીર લગ્નને જોવે ને તેમાં ચંદ્રમા હોય તો બીજાની મદદથી પાછું મળે.

## આશ્રય આપનાર મળશે કે કેમ.

પ્રશ્ન કુંડળીમાં સાતમે ધન સ્થાનમાં દશમે, ચોથે શુભ ગ્રહ હોય તો મળશે ને સુખી થશે પણ જો પાપ ગ્રહ હોય તો મળશે નહિ.

## વા વાજોડાના જોરથી બોટ યા વહાણ સુખેથી આવશે કે કેમ.

પ્રશ્ન કાલમાં ચંદ્રમાં મૃત્યુ સ્થાન હોય, ધન સ્થાનને જોતો હોવ કે મૃત્યુ સ્થાનનો સ્વામી ચંદ્ર જોડે હોય તો સુખેથી આવશે.

## સંતાન કેટલાં થશે.

પ્રશ્ન કુંડળીમાં લગ્નથી પાંચમા સ્થાનનો જો સૂર્ય સ્વામી હોય તો ૧ પુત્ર, ગુરૂ સ્વામી હોય તો ૫ પુત્ર, મંગળે ૩ પુત્ર, શનીએ ૭ કન્યા, શુક્રે ૬ કન્યા, ચંદ્રે ૨ કન્યા, બુધે ૪ પુત્રી ઇ. પ્રમાણે. જો ગ્રહ બળવાન ને તે પર શુભ ગ્રહોની દ્રષ્ટી પડે પુત્ર યા પુત્રી કેટલી ઈ. વિચાર કરી કહેવું કેમકે લગ્નનો સ્વામી ગુરૂ હોય પણ પાપ ગ્રહની દ્રષ્ટી પડતી હોય તો પુત્ર ને પુત્રી બંન્ને મળી પાંચ થાય એ પ્રમાણે વિચારી જોવું.

## વર્ષ કેવું થશે તે વિષે

પ્રશ્નકાળમા લગ્નસ્થાનનો સ્વામી શુભ ગ્રહ હોય ને લગ્નમા હોય અગર તેનાપર શુભ ગ્રહોની દૃષ્ટિ પડતી હોય અથવા શુભ ગ્રહ કેન્દ્રસ્થાનમાં હોય તો સુકાળ થશે પણ કેન્દ્રસ્થાનમા ગ્રહુ કે શની હોય અથવા ચોથા સ્થાનના વિશેષ પાપ ગ્રહો હોય ને લગ્નસ્થાનમા કોઇ ગ્રહ ન હોય તો દુષ્કાળ થાય પણ જો મીશ્ર ગ્રહો હોય યા દૃષ્ટિ પડતી હોય કે નીચ ઉચના હોય તો સાધારણ થાય ઇ

## સવતપરે વર્ષ વિચાર

જે સવત જોવો હોય તેને ત્રણ ગણુ કરી તેમા ૨ બે મેળવવા ને ૭ સાતે ભાગવા જો ૨ બે ૪ ચાર શેષ રહે તો સુકાળ થાય, વરસાદ ઘણા વરસરો ૧, ૫ પાચ વધે તો અડધુ વરસ થાય (સાધારણ) ૩, ૬ વધે તો વરસમા રોગચાળો આવે ને કરવરૂ વરસ થાય ૦ વધે તો દુષ્કાળ પડે ને માણસ જાનવરોમા ઘણુ દુઃખ ઉત્પન્ન થાય

## સૈકા પરથી વર્ષ વિચાર

જે સાલમા દુષ્કાળ પડયો હોય અગર કરવરૂ વરસ ગયુ હોય તેથી ૮૭ સત્યાશી વર્ષે તેવુ વર્ષ થવા સભવ છે એટલે તેજ સાલની અગાઉ ૧૩ વરસે તેવુ વરસ થાય.

ઉદાહરણ ૧૮૬૯ નો કાળ હતો તો તેથી ૮૭ વર્ષ ૧૯૫૬ થયો. ૧૯૬૯ થી ૧૩ વર્ષ ઓછા પડયો એ પ્રમાણે અનુભવ સિદ્ધ વાત છે

## વરસાદના વિષાપરે સમજ.

પંચાંગમાં જેટલી વશા વરસાદના કહ્યા હોય તેને ત્રણ ગણા કરી તેમાં ૫ પાંચ મિલાવવા ને જે સંખ્યા થાય તેને સાતે ભાંગવા જો શેષ ૧ વધે તો શુકાળ થાય ૨–૪ વધે તોપણ વરસ સારૂં થાય ત્રણ વધે તો બીન થાય વરસાદ ઘણોજ વરસે ૫ પાંચ વધે તો વાયરૂં વાય વરસાદની તાણ થાય. ૬ છ વધે મેહ ઘણો વરશે. ૦ વધે તો ભયંકર કાળ પડે.

## સ્વર પરત્વે વર્ષ ફળ.

ચૈત્ર શુદ ૧ કે બીજે જે દિવસે ચંદ્ર દર્શન થાય ત્યારે જોતીષીનો વિચાર કરવો. જો પોતાનો સ્વર ચાલે તેમાં પૃથ્વી તત્વ હોય તો આવતું વરસ સુકાળ થાય ને જળ તત્વ હોય તો પણ સુકાળ. તેજ તત્વમાં ભય ઉપજે એવું વરસ સાધારણ થાય. વાયુ તત્વમાં વાયરૂં થાય. આકાશ તત્વમાં દુષ્કાળ પડે છે એ પ્રમાણે માસમાં વીચાર કરવો.

## શોધારત-મોંધારત

ગયા મામની મ ક્રાતીથી વર્તમાન મ ક્રાની જો ૨-૩ ત્રણ નક્ષેત્ર ને ફેરે બેસતી હોય તો શોધારત રહે ૪-૫ ચાર કે પાચ નક્ષેત્રનો ફેર હોય તો મોધારત થાય પણ જો ૬ ૭ હોય તો ઘણુ જ મોઘુ અન્ન વેચાય દુષ્કાળનો ભાવ જણાવે

## સોંવારત મોંઘારતમા ધ્રુવાંક પરત્વે ફળ

ગ ક્રાતી એજે તે વેળા તીની વાર માસ લગ્ર ક્રિયાણો નક્ષત્રના ધ્રુવાંકનો સરવાળા કરી ત્રણે ભાગતા શેષ ૧ રહે તો સસ્તા, ૨ સમભાવ, ૩ ત્રણે મોઘારતે જાણુવો

નક્ષેત્ર ધ્રુવાક અ ૧૩, ભ ૧૦, કૃ ૨૬, રો ૫૬, મૃ ૨૦, આ ૮૯, પુ ૨૧ પૂ ૪૮,-અ ૩૩૩, મઘા ૧૫, પુ ૨૨૭ ઉ ૩૭૨ હ ૨૩૪, ચીત્રા ૩૫૦, સ્વાત ૨૧૦, વિ. ૩૨૦, અનુરાધ ૪૭૯, જે ૫૯, મૂળ ૫૩૭, પુ ૧૪૦, ઉ ૪૨૦, શ્રવણ ૫૫ ધ ૭૩૬, શ ૫૭૯, પુ ૭૫, ઉ ૧૬, રે ૭૫૯ તીથી ધ્રુવાક ૧ નો ૧, ૨ ના બે એમ ન ઝ્યાએ જ સમજવા વાર ધ્રુવાક રવી ૩૦, સો ૫૦, મ ૫૭, બુ ૭૭, ગુરૂ ૬, શુક ૨૪, શની ૧૪૪ માશ ધ્રુવાક કા ૮, મા ૮, પો ૧૦, મ. ૧૨, ફા. ૧૨,

ચૈ. ૧૬, વૈ. ૧૮, જે. ૨૦, અ. ૨૨, શ્રા. ૨૪, ભા. ૨૬, આ. ૨૮. લગ્ન ધ્રુવાંક. મે. ૩૨, વૃ. ૪૪, મિ. ૬૬, કર્ક ૧૪૪, સિ. ૯૫, કન્યા ૧૦૨, તુ. ૧૪૦, વ, ૧૪૪, ધ. ૧૪૪, મ. ૧૧૦, કુ. ૩૫૨, મી. ૧૮૦, ક્રિયાણાના ધ્રુવાંક શાળ ૭૭, ગોધમ ૮૪, બાજરો ૫૬.

જુવાર ૧૦૦, ઘી ૫૦, અડદ ૮૧, તેલ ૭૦, તલ ૫૨, તલી ૫૪, લુણ ૫૯, સોપારી ૧૦, તુર ૭૨, મગ ૪૭, મઠ ૬૭, મસુર ૫૭, કળથી ૮૭, ચણા ૮૭, માલકાંકણી ૧૦, ચોખા ૯૦, સરસવ ૧૧૮, કોદ્ર ૬૫, ત્રાંબુ ૧૪૧, કાંસું ૧૧૧, લોહ ૫૪, શીસું ૯૦, રંગ ૮૨, પીતળ ૬૯, રૂપું ૮૦, સોનું ૬૬, કપુર ૧૦૨, કસ્તુરી ૬૦, ચંદન ૧૨૫, કંકુ ૨૨, મજીઠ ૧૧૪, લાખ ૧૦૫, કપાસીઆ ૧૨૭, સુતર ૫૫, લુગડાં ૧૦૨૦, ગોળ ૪૮, ખાંડ ૧૦૯ મરચાં ૬૩, સુંઠ ૧૦૧૦, હિંગ ૬૩, રાઈ ૫૦, જીરૂ ૭૬, ધાણા ૧૫, રૂ ૭૮, અફીણ ૭૯, ગાય ૭૭, બળદ ૮૭, ભેંસ ૮૨, અમદાવાદ ૧૩૫.

# રમલ શુકનાવલી જોવા માટે

## પાશાનો ખુલાસો.

રમલ શુકનાવળી જોવા સારૂ શીશમ, દાત કે ડેગડાના લાકડાના પાશા ચાર કરાવવા ને દરેક પાશાપર એક બાજુ એકીના ટપકા ને તેની નીચે બેકીના ને તેની નીચે બેકીના ને તેની નીચે બેકીના એ પ્રમાણે ચારે હાશીએ કરી શ્રી ગણપતી સમરણ કરી ઉતર યા પૂર્વ મૂખે બેસી યા પ્રશ્ન કરનારને બેસારી ચારે પાસા હાથમા આપી દોડવવાનુ કહેવુ યા પોતાને જોવુ હાય તો દોડવવા જે પાશાઓ પડે ( સ્થીર ) રહે તેના ઉપર ટપકાનુ ચીન્હ કરવુ દોડવતા પાશા એક બે ત્રણ ચાર એમ હારબધ હોય તે અનુક્રમ પ્રથમ પહેલા (ઉપલો) પાશાનુ ચીન્હ ત્યારપછી બીજો ત્રીજો એમ ચીન્હ કરવા ચીન્હની રીતી એવી છે કે જે પાશામા બેકી હોય તેની લીંટી ને એકી હોય તેનુ મીંડુ ૦ એ પ્રમાણે અનુક્રમે ચીન્હ લેવુ ઉદાહરણ જે કે પાશા દોડવતા આ પ્રમાણે સ્થીર ( પડેલા ) છે તો પ્રથમના પાશામા બેકી ત્રણ ટપકા છે તેનું મીંડુ ૦ ને બીજા પાશામા એકીના ચાર ટપકાં છે તેની આ

આ પ્રમાણે લીટી તે પ્રમાણે ચારે પાસામાં જાણવું. જે બાજુએ બેકી હોય તેનું મીંડું ૦ ને એકી હોય તેની લીટી એમ અનુક્રમે સમજવું. તે પ્રમાણે પાશામાંથી ઉપજાવેલ ચીન્હનું એક ચીન્હ કરી તે ચીન્હ કોષ્ટકમાં કયા અક્ષરના મથાળે છે તે જોઇ તે અક્ષરમાં તે ચીન્હનું ફળ જોવું. આ પ્રમાણે પ્રશ્ન દિવસ રાત્રી મળી એક વખત જોવું તે દિવસે ફરી જોવું નહીં એવો શાસ્ત્રવેતાનો મત છે.

નીચે કહ્યા મુજબ અંગ્રેજી માસની જણાવેલી તારીખો છે તે દિવસે પ્રશ્ન જોવું નહિ એવો એ શુકનાવળીનો લેખ છે.

| | | | |
|---|---|---|---|
| જાન્યુઆરી<br>તા.૧–૨–૪–૫–<br>૧૦–૨૦–૨૨ | ફેબ્રુઆરી<br>૬–૧૭–૨૮ | માર્ચ<br>૨૪–૨૬ | એપ્રીલ<br>૧૦–૨૭–૨૮ |
| મે<br>૭–૮ | જુન<br>૨૭ | જુલાઇ<br>૧૭–૨૧ | ઓગસ્ટ<br>૨૦–૨૨ |
| સપ્ટેમ્બર<br>૫–૩૦ | ઓકટોબર<br>૬ | નવેમ્બર<br>૩–૨૯ | ડીસેમ્બર<br>૬–૧૦–૧૫ |

એ તારીખો વર્જીત કરવી

જોવાની બીજી રીતી કે પ્રશ્ન જોવરાવનાર માણસ પાસે નીચે પ્રમાણે મીંડાની ચાર હારો કરાવવી ગણ્યા વગરનીને તેમાથી જે હારમા બેકી હોય તેની લીંટી કરવી ને એકી હોય તેનુ મીંડુ કરવુ તે પ્રમાણે ચિન્હ ગોતી કાઢવું ને તે ચિન્હ કયા અક્ષરનુ છે ને તે અક્ષર આંકમા કયા આંકપર આવેલ છે તે જોઇને અક્ષરના આંકમા તે ચિન્હવાળુ પ્રશ્નનુ ફળ કહેવુ

એ પ્રમાણે પહેલી હારમાં બેકી          oooooooooo
છે તો તેની — લીંટીથઇ તેમજ          oooooooooooo
બીજી હારમા પણ બેકી છે તો તેની          ooooooooooooo
પણ લીંટી — ને ત્રીજી હારમા          oooooooooooo
એકી છે તો તેનુ મીંડુ o થયું ને ચોથી હારમા પણ બેકી છે તો તેની લીંટી — થઈ એ પ્રમાણે ચારે મળી ☰ આ ચિન્હ થયુ પ્રશ્ન જોવાના કોષ્ટકમા તે ચિન્હ ઊ અક્ષરમાં છે ને ઊ અક્ષર આંકમા ૬ છઠા પર છે તો તે ઊ અક્ષરમા ઉપરનુ ચિન્હમા જે જવાબ હોય તે પ્રમાણે પ્રશ્નનુ ફળ સમજવુ_ઈ

## રમલ શુકનાવલીના ૧૬ પ્રશ્નો.

૧ મારી ઇચ્છા પુરી થસે કે કેમ ?
૨ મને આ કામમાં યશ મળશે કે કેમ !
૩ મને આ ધંધામાં લાભ થસે કે કેમ ?
૪ મારે પરદેશમાં રહેવું પડસે કે કેમ ?
૫ ગામ ગયેલ માણુસ પાછો આવસે કે કેમ ?
૬ મારી ચોરી ગયેલ મીલકત પાછી મલસે કે શું !
૭ મારો મિત્ર મારી સાથે પ્રમાણિકપણે ચાલશે કે કેમ ?
૮ મારે મુસાફરી કરવી પડસે કે કેમ ?
૯ તે માણુસ મને ચાહે છે કે કેમ ?
૧૦ આ લગ્ન સફલ થાસે કે કેમ ?
૧૧ મને કેવા પ્રકારની સ્ત્રી યા વર મળસે ?
૧૨ તે સ્ત્રીને સંતાન થસે કે કેમ ?
૧૩ રોગી માણુસ સારો થસે કે કેવી ?
૧૪ કેદી માણુસ કેદમાંથી છુટસે કે કેમ ?
૧૫ આજે મને લાભ થસે કે કેમ ?
૧૬ મારૂં સ્વપ્ન શું દેખાડસે ?

## પ્રશ્ન જોવા

| આંક | ⁞ | = | — | = | ≡ | ≡ | -̣ | ≠ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ |
| ૨ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ |
| ૩ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ |
| ૪ | ઈ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ |
| ૫ | ઉ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ |
| ૬ | ઊ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ |
| ૭ | ઋ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ |
| ૮ | ૠ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં |
| ૯ | ઌ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ |
| ૧૦ | ૡ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ |
| ૧૧ | એ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ |
| ૧૨ | ઐ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ |
| ૧૩ | ઓ | ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ |
| ૧૪ | ઔ | અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ |
| ૧૫ | અં | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ |
| ૧૬ | અઃ | અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | ઋ |

